શ્રી હરીહર પુષ્પવાટીકા:- ॐ પુષ્પ ૨૮ મું.

શ્રી સરસ્વત્યૈ નમઃ

# મોતની ખીણ



[એક ડિટેકટીવ નવલકથા]

અનુવાદકઃ—

રા. ચંદ્રકાન્ત.

ચિત્રકારઃ—કળાકાન્ત.



સને ૧૯૩૧. ] આવૃત્તી પહેલી [ માર્ચ

પ્રકાશકઃ—શ્રી 'હરીહર' પુસ્તકાલય,
સૈયદપુરા—સુરત.

મૂલ્યઃ—પાંચ આના.

૧૫૯૪૩

# અનુક્રમણિકા.

| પુષ્પ સંખ્યા. | વિષય. |
| --- | --- |
| (૧) | ....સુરેશ બંગાળી |
| (૨) | ....ભેદી મદદગાર |
| (૩) | ....સોનેરી જાળ |
| (૪) | ....હાથ છુંટાયા |
| (૫) | ....આખરી અંજામ |
| (૬) | ....ભેદી મંડળ |
| (૭) | ....છુપો જાસુસ |
| (૮) | ....ભેદ ફુટ્યો |
| (૯) | ....ચાલુ ,, |
| (૧૦) | ....આબાદ ફસાયો |
| (૧૧) | ....નીશાન બાજી |
| (૧૨) | ....બળીદાન |
| (૧૩) | ....બચાવ |
| (૧૪) | વીરબાળાની આત્મકથા |
| (૧૫) | ....બરીઓની બહારે |

સુરત બરાનપુરી ભાગળ પર આવેલા શ્રી 'મોઢેશ્વર' પ્રી. પ્રેસમાં મણીલાલ ભગવાનદાસે છાપી. અને જયંતીલાલ બાબુલદાસે છપાવી પ્રસિદ્ધ કરી.

—= મુંબાઈમાં બનેલો ભયંકર બનાવ =—

લક્ષાધિપતી શેઠીયાની થયેલી પાયમાલી એક અમૂક સત્ય ઘટનાને આધારે લખાયલી અપૂર્વ સામાજીક નવલકથા

# એક જ પ્યાલી.

પ્રકાશક:-શ્રી [illegible] પુસ્તકાલય, [illegible]—સુરત.

ચિત્રકાર:-[illegible]કાન્ત.




લેખક:-ચં. ચી. ચંદ્રકાન્ત.

મૂલ્ય માત્ર આઠ આના.

## —: ગાયનોના ખાસ શોખીનોજ માટે :—

હાલમાં બહાર પડેલા તદ્દન નવા નાટકો જેવા કે **અંશાવતાર, સમ્રાટ હર્ષ, નવીન યુગ, રાજલક્ષ્મી, અટંકીવીર, વીરની વટ, સત્તાનો મદ, અજયધારા, ચેતનયુગ, કીર્તીસ્થંભ, અમરઆશા, વીરના વેર, મરદના ઘા, રણગર્જના,** વિગેરેમાંથી સારા સારા ચુંટી કાઢેલા ગાયનોનો મોટો સંગ્રહ.

| | કીંમત. |
|---|---|
| ફોનોગ્રાફ ગાયન સંગ્રહ | ૧—૦—૦ |
| રાજવંશી ગાયન માળા | ૦-૧૨-૦ |
| રાણીકેશન ગાયન માળા | ૦—૮—૦ |

**ઉપલા ત્રણે પુસ્તકો સારા કાગળો ઉપર ફેન્સી સચીત્ર પુઠા પર છાપેલા છે.**

*** ત્રણે સાથે મુકો મંગાવનારને પોષ્ટેજ માફ ***

આજેજ લખો:—

**શ્રી હરીહર પુસ્તકાલય,**

સૈયદપુરા—સુરત.

# મોતની ખીણ

યાને

## ભેદી મદદગાર

શા. ચંદ્રકાન્ત

---

### પુષ્પ ૧ લું.

---

### સુરેશ બંગાળી.

સુર્યપુરમાં આવેલા નેપીયર રોડમાં જુદા જુદા વેપારીઓની સાંકડીપણ ધીકતી પેઢીઓ વસેલી છે. એને એક છેડે ગણેશ પ્રસાદની શરાફી પેઢી છે. એ પેઢી એના ધંધાના ક્ષેત્રમાં ખુબજ માતબર અને આબરૂદાર ગણાતી હતી; અને પોતાના ધંધામાં ગણેશ પ્રસાદ પણ એક આગેવાન શેઠીયા લેખાતા હતાં.

ગણેશપ્રસાદની પેઢી પહેલે માળે આવેલા એ વિશાળ ખંડોમાં બેસતી હતી. આગલા સદાય ભરચક રહેતા ખંડમાં કેટલાક ગુમાસ્તા અને મુખ્ય મુનીમ વગેરે બેસતા હતા. એ ખંડમાંથી અંદરના એક નાના પણ સુઘડ અને સરસ રીતે શણગારેલા ઓરડામાં જવાતું હતું. એ ઓરડામાં મેજ, ખુરસીઓ બેચાર આરામ ખુરસીઓ વગેરે અપ–ટુ ડેટ ફરનીચર હતું મોટાં મોટાં બે ત્રણ કબાટો પણ ગોઠવ્યાં હતાં; અને એક ખુણામાં એક ઉંચી બનાવટની તીજોરી દૃષ્ટિગોચર થતી હતી. એ શણગારેલા ઓરડામાં શેઠ પોતે બેસતો. એટલે કે શરીફ બદમાસ ગણેશ પ્રસાદ એ ખંડમાં બેસીને પોતાનો માતબર ગણાતો શરાફી ધંધો. પણ ખરીરીતે તો મુશ્કેલીમાં આવી પડેલા મધ્યમ સ્થિતિના મનુષ્યોને ચૂસવાનો ધંધો ચલાવતો હતો. ગુમાસ્તાઓના ઓરડામાં એક ખુરસી ઉપર અત્યારે એક માણસ બેઠો હતો. એ માણસે પોતાનું નામ પ્રીન્સ દુલીપ આપ્યું હતું. એનો પોશાક સ્વચ્છ અને બંગાલી લોકો પહેરે છે. એવા ઢબઢબનો હતો. અસલ બંગાલી જેવા રંગ રાગના લાગતા આ માણસનો ચહેરો આપણને પુર્વ પરિચિત છે. કેમકે તે અદંગ ઉડાવીર સુરેશ બંગાલી પોતેજ હતો. તે પોતાના હરિફની પેઢીમાં "પાંચ હજાર રૂપિયા શરાફી વ્યાજે" ઉપાડવાની ગોઠવણ કરવા વિષે વાતચીત કરવાના બહાને અહીં આવીને બેઠો હતો. આ રકમ વ્યાજે ઉપાડવા બાબત તેણે ગણેશપ્રસાદ સાથે થોડા વખતથી પત્રવ્યવહાર પણ શરૂ કરી દીધો હતો. એ વ્યાજે નાણાં ઉપાડવાની વાતચીતના પડછાયા નીચે તે આ લુચ્ચા મારવાડીનું પાણી માપી લેવાની ધારણા રાખતો હતો. તે પોતાના દુશ્મનને બરાબર પારખી લેવાના ઇરાદાથી આ પેઢીના આગલા ખંડમાં દેખાઇ આવે તેવી નિરાંતથી સીગારેટ પીતો બેઠો

હતો; અને પાસે બેઠેલા તથા કામમાં ગુંથાએલા મુનીમ સાથે ટોલટપ્પાં મારતો હતો.

એવામાં અંદરના ખંડનું બારણું ઉઘડયું અને અંદરથી એક યુવતી બહાર આવી.

સુરેશ બંગાલીએ યુવતીને જોઇને સ્તબ્ધ બની ગયો. એ બાઇ જુવાન હતી. ભાગ્યેજ અઠાવીસેક વર્ષની ઉમર હશે. તેનું ગૌર વદન ખૂબસુરત અને આકર્ષક હતું, અને તેણે સાદો પરંતુ સ્વચ્છ પોષાક પહેર્યો હતો. પરંતુ સુરેશ તો એ બાઇના વદન સામેજ જોઇ રહ્યો. એ ગૌરવદન કોઇ સદ્‌ભાગી મનુષ્યના ગૃહસ્થાશ્રમને ઉજાળવાને સરજાયેલું છતાં અત્યારે એકદમ શ્યામ બની ગયું હતું. તેની રેખાએ રેખા ઉપર નિરાશા, રોષ અને અપાર માનસિક વેદના ચીતરાઇ હતી. એની આંખોમાં ત્રાસ, ત્રાસ અને નર્યો ત્રાસ તરવરી રહયો હતો. અને એ આંખોથી બધુંયે જોતી છતાં પોતાના ઉપર પડેલી આફત સિવાય બીજું કાંઇપણ ન જોઇ શકતી હોય એમ એની ત્રાસથી જડ અને ઝાંખી બનેલી આંખો ચોગરદમ ફરતી હતી મૂર્તિમંત એ અનહદ વેદનાના જીવન્ત દર્શનથી સુરેશના અંતરનો રોષ પણ છલકાઇ ઉઠયો. એ બાઇના આખાયે વેદનામય દેખાવમાં, એના જડ થઇ ગયેલા ક્ષુબ્ધવદનમાં, એની નિસ્તેજ આંખોમાં સુરેશ કાંઇક એવું જોયું, કાંઇક એવું સમજી લીધું કે એ બાઇના અંતિમ ઇરાદા વિષે પ્રબળ શંકા ઉદ્‌ભવી. પોતે જે કામ માટે આવ્યો હતો તે તેના માનવ પ્રેમી અંતરમાંથી એકદમ સરી ગયું, તે એકદમ ઉઠયો અને તે યુવતીની પાછળ પાછળ જવા લાગ્યો તે બાઇ નેપીયર રોડમાંથી ચાલતી ચાલતી નીકળીને

પગે ચાલતી ચાલતી તે દરિયા કિનારા તરફ જવા લાગી. સુરેશની શંકા વધારે દૃઢ થવા લાગી; અને એક ગૃહસ્થ તથા ઉચ્ચ કુટુમ્બની આવી નિર્દોષ અને નિખાલસ વદનવાળી યુવાન બાઇને આવા પ્રકારનો ત્રાસ આપવા માટે ગણેશ પ્રસાદ ઉપર સુરેશને ખૂબ ખૂબ રોષ પેદા થયો.

"કૂતો લુચ્ચો! જરા પણ દયાને લાયક નથી." સુરેશ પોતાના હાથની શખ્ત મૂઠ્ઠી વાળતાં, રોષથી બોલ્યો, "ગણેશ પ્રસાદ બચ્ચા! તારાં પાપ ભરાય છે, હોં?"

સુરેશ પોતે પણ મુંબઇનો એક નામચીન ઉઠાવગીર હતો. પરંતુ પોતાની ઉઠાવગીરીના સંબંધમાં તેણે જાતેજ કેટલીક મર્યાદા બાંધી લીધી હતી. અનાથ, અસહાય મનુષ્યો અને તેમાંયે ખાસ કરીને સ્ત્રીઓ અને બાળકો તો તેનાથી અહોનિશ સલામત રહેતાં; અને દુઃખ તથા સંતાપથી પીડાતાં માનવીઓ પ્રત્યે તે હૃદય દયા અને માયાથી દ્રવી પડતું એટલે આ શરીફ બદમાસ ગણેશ પ્રસાદના પ્રમાણમાં તો સુરેશ બંગાલી ખુબ પ્રમાણિક હતો. છતાં પણ સુરેશ સંપૂર્ણ બેદરકારીથી કાયદાનો ભંગ કરતો, જ્યારે ગણેશ પ્રસાદ દેખીતી રીતે કાયદાની જમણી બાજુએ રહેતો તો. ક્ષણે ક્ષણે ગણેશ પ્રસાદ સામે વધારે અને વધારે ક્રોધી થતો સુરેશ સ્હેજ અંતર રાખીને પેલી બાઇની પાછળ પાછળ ચાલ્યો જતો હતો. સમુદ્રના કિનારા ઉપર ત્યાં પડેલા એક બાંકડા ઉપર એ બાઇ બેઠી. અને સુરેશ ગણેશપ્રસાદ ત્રાંસી આંખે તમામ હિલચાલને જોતો બેઠો. એ બાઇને હૃદય ભાંગી જતુ હોય એમ છાતીફાટ રડતી જોઇ; પોતાની બે

હથેલીઓમાં માથું ટેકાવી ધ્રુસકાં ઉપર ધ્રુસકાં ભરતી જોઇ. આખરે તે ઉઠી અને સમુદ્રના ઉછળતા તરંગો તરફ જવા લાગી. દરિયાના પાણીમાં એના પગ બુડતા તેણે જોયા અને તે ઉઠયો. દરિયાનાં પાણી તેના ગોઠણ સુધી પહોંચ્યાં; અને પછી તે બાઇ જાણે વજ્રનો સ્થંભ હોય તેમ થંભી રહી, "પણ મારા બાળક ! મારા પતિ ?" તેના મુખમાંથી ઉદ્‌ગાર સરી પડયો. ક્ષણભર તે ઉભી રહી, અને પછી તે એકદમ પાછી ફરી. જગતપરની તમામ આફત સહન કરવાને જાણે કે તેણે પોતાનું વજ્ર જેવું કઠોર બનાવી દીધું હોય એમ એના ચહેરા ઉપર નિરાશાભરી મક્કમતા દેખાઈ. સુરેશ સમજી ગયો કે છેક છેલ્લી ઘડીએ પોતાના પતિ અને બાળકોને સંભારી એ બાઇએ આપઘાત કરવાનો ઇરાદો મોકુફ રાખ્યો હતો. હવે તે યુવતી સમુદ્ર કિનારેથી ફરીને પાછી શહેર તરફ જવા લાગી. સુરેશ પણ ઉઠયો અને તે તેની પાછળ પાછળ જવા લાગ્યો. સૂર્યપુર રોડ ઉપરથી ચાલતાં ચાલતાં મેદાનની સામીપાર તે યુવતી જવા લાગી. બે ધ્યાન, હૈયાસૂની, વારંવાર ઠોકરો ખાતી, એ આગળ ને આગળ ચાલી અને સુરેશ તેની પાછળ પાછળ જવા લાગ્યો. ત્યાં એક ઉતાવળી દોડતી આવતી મોટરના ભુંગળાનો અને ઘંટાનાદનો ઉપરા ઉપર થતો અવાજ સંભળાયો. સુરેશે સ્તબ્ધ આશ્ચર્યથી જોયું કે તેઓ પ્રગાઢ વાહન વ્યવહારના એક વિકટ વમળમાં આવી ચડયાં હતાં, અને ચોમેરથી મોટરનાં ભૂંગળાં ગાજી રહ્યાં હતાં. બે ધ્યાન ચાલતી એ બાઇની સામે થોડાજ કદમ દૂર એક મોટર વેગથી ધસી આવતી, ઉપરાઉપર ભૂંગળું વગાડી રહી હતી.

એકાએક એ બાઇને ભાન થયું અને ચમકીને તેણે એ મોટરના માર્ગમાંથી ખસવા માંડયું. પરંતુ એથી તો સ્થિતિ વધારે ગંભીર બની. કેમકે સામેથી આવનાર મોટરવાળાએ પોતાના વ્હીલને જોરથી મરડીને મોટરને વેગમાં ને વેગમાં આ બાઇ જે બાજુએ ખસી હતી એ દિશામાંજ તારવી હતી. આ નવી આફતે એ બાઇના મગજ ઉપરનો કાબુ ગુમાવ્યો અને એક ધીમી ચીસ નાંખીને એ બાઇએ મોટરનાજ માર્ગમાં બેભાન બનીને પડી ગઇ, અને સુરેશને વિજળીની આંખને પણ સુઝ ન પડે એટલી બધી અજબ ત્વરાથી કામ લેવા માંડયું. મેલી મોટરનાં આગલાં પૈડાં બાઇના શરીરને અટકી જવા આવ્યાં હતાં. અને મોટરના હાંકનારાએ પણ ક્ષણભર શુદ્ધ સાન ગુમાવી દીધી હતી. પરંતુ તેજ ક્ષણે સુરેશે રસ્તાની સામી બાજુએથી કુદકો એ બાઇને માર્ગમાંથી ઉપાડી લઇ થોભવા જેટલોય વખત ન હતો. છતાં પણ એણે તો કૂદકો મારતાની સાથેજ એક ક્ષણ ભર પણ થોભ્યા સિવાય કુદકાના વેગમાંજ એ યુવતીને પોતાના હાથમાં ઉપાડી લીધી, એ રસ્તાની બીજી બાજુએ પહોંચ્યો યે નહિ હોય ત્યાં તો તેના પાટલુનને ઘસાઇનેજ જે જગ્યાએ એ બાઇ પહેલાં બેભાન થઇને પડી હતી તે જગ્યા ઉપરથી એ મોટર ફરી ગઇ અને 'થોડે દુર એક આંચકા સાથે ઉભી રહી.'

"શાબાશ ? મારા સાહેબ ? શાબાશ ?" એક ધમાલ પ્રિય અને વાણીયા જેવો લાગતો શેઠીયો એ રસ્તે થઇને પસાર થતો હશે તે આ દ્રશ્ય જોઇને અભિનંદન આપતો બોલી ઉઠયો "સાહેબ ? આપે આજે ખરેખર જીવના જોખમે આવું સાહસ ખેડી આ બ્હેનને બચાવી લીધી, હોં ? ધન્ય છે તમને ? આ બ્હેન કોણ

છે ?" સુરેશ બંગાલીએ શેઠ તરફ જોઇ સખ્તાઇથી બોલ્યો; "શેઠ ! જો તમને ખરેખર લાગણી હોય તો આમ ઉભા રહી નકામી વાતો કરવાને બદલે એક ટેક્ષીવાળાને બોલાવો."

"પણ મારા સાહેબ !......"

પરંતુ તેની સાથે વાતો કરવામાં નિરર્થક સમય ગૂમાવવાને બદલે સુરેશે એક પસાર થતી ટેક્ષીને રોકીને તેમાં પેલી બે ભાન બનેલી બાઇને નાંખી અને પોતે પણ તેની બાજુએ બેસીને ટેક્ષીવાળાને મોટર ચાલુ કરવા આજ્ઞા કરી.

## પુષ્પ ૨ જું.

### ભેદી મદદગાર

"ક્યાં ચલાવું ?" ટેક્ષીવાળાએ પૂછ્યું.

"ગમે ત્યાં. માત્ર ઉતાવળથી ચલાવ."

તેણે કહ્યું.

આ બધું બહુજ થોડી સેકન્ડોમાં બની ગયું, અને કુતુહલથી પ્રેરાયેલો માનવ સમુદાય ત્યાં જમા થવા માંડતા હતા. અને જમા થતા ટોળામાંથી "હટો હટો" ની બુમ મારતો, પોતાનો માર્ગ કરતો અને આગળ વધતો પોલીસનો સિપાઇ તેણે જોયો; અને તેના આવવાથી

નિરર્થક રોકાણ થશે એવી ભીતિથી સુરેશે ટેક્ષીવાલાને ફરી ટકોર કરી અને ટેક્ષી ત્યાંથી ઉતાવળે સરવા લાગી. થોડીવારમાં તો ટેક્ષી લાજપુર રોડના રાજમાર્ગ ઉપર દોડવા લાગી. સુરેશ બંગાલી સહાસિક હતો, ચતુર હતો. મનમોજી, તરંગી અને વૈભવ પ્રિય હતો. પરંતુ એને એની સહાસિક અને ધાંધલમય જીવન દરમ્યાન કોઇ પણ યુવતિ સાથે પરિચય પડયો ન હતો. આવા વેશથી કોઇ સ્ત્રી બે ભાન બની જાય ત્યારે શું કરવું એ તેને સુઝતું ન હતું. એટલે તેની બાજુમાં અર્ધ સુતેલી યુવતી શુદ્ધિમાં આવી નહિ ત્યાં સુધી તે મોટરની બહાર રસ્તા તરફ નજર કરતો બેઠો રહ્યો.

પાએક કલાકમાં સમુદ્ર તીરેથી કોઇ પણ જાતના ઉદ્દેશ વગર ગમે તે ખુલ્લા રાજમાર્ગ ઉપર દોડતી ટેક્ષી આવી; પહોંચી અને પેલી સ્ત્રીએ પોતાની આંખો ઉઘાડી.

" કેમ હવે તો ઠીક છે ને બ્હેન ?" સુરેશે સંકોચ પામતાં પ્રશ્ન કર્યો ને બાઇ ક્ષણ ભર સ્તબ્ધ આશ્ચર્યથી સુરેશ સામે જોઇ રહી. પ્રથમ તેને કાંઇ સમજ પડી નહિ, પણ પછી તુરતજ સ્મૃતિનાં પૂર ઉલટી પડયાં, "મને હવે યાદ આવે છે ?" તે આભાર ભરી આંખે તેને ઉદ્દેશીને બોલી; "હું એક મોટર નીચે ચકદાઇ જતી હતી, અને તમે તમારો જાન જોખમમાં નાંખીને મને મૃત્યુના મુખમાંથી બચાવી લીધી. હું તમારો આભાર કઇ રીતે માનું તેની મને સૂઝ પડતી નથી."

એટલેજ આપણે એ આભારની વાત હાલ મુલતવી રાખીયે તો ન ચાલે ? "સુરેશે એક મત સાથે કહ્યું." તમે સ્વસ્થ થાઓ અને

પછી મને કહો કે તમે ક્યાં રહો છો ? અને તમારા ઉપર એવી તે શી આફત આવી ઉતરી છે કે તમારે આમ–"સુરેશ બોલતો એકદમ અચકી ગયો.

"હા, હું સમજી. હું આપઘાત કરવા જતી હતી એ વાત પણ તમે જાણો છો" પેલી બાઈ બોલી અને થોડીવાર તે સૂન્ય મુખે ટેક્ષીના પડદામાંથી બહાર દેખાતા આકાશ સામે ટીકી રહી પછી કમળ પત્ર જેવી આંખોમાંથી બોર બોર જેવડાં આંસુની અખંડ ધાર વહેવા લાગી તેની સ્વચ્છ વાદળી રંગની સાડીને ભીંજાવવા લાગી.

આ યુવતીના આવા હૃદય મંથનને નેત્રોમાંથી અશ્રુ દ્વારા સરતું જોઇને સુરેશના અંતરમાં ક્રોધનો ભયાનક આતશ જલી ઉઠયો, તેના મુખની રેખાએ રેખા ઉજળી પુણી જેવી બની ગઇ. લોખંડને આગમાં ખૂબ તપાવવાથી અંતે તે તદ્દન સફેદ બની, ચોમેર આગ ફેલાવે છે એમ એનું મુખ રોષ, તિરસ્કાર અને ઝનુન વર્ષાવતુ ચોમેર શ્વેત રંગી બની ગયું. બહેન આમ કરવાનું કારણ શું ?

કોઇ અકલ્પ્ય વેદનાથી બળતી આંખોથી એ યુવતિ તેની સામે જોઇ રહી.

"બ્હેન ! હું તમને જરૂર સહાય કરીશ તમે મને તમારૂ દુઃખ નહિ કહો ?"

થોડીવાર સુધી એ યુવતી જડવત મૌનબની રહી; અને એ મૌન દશામાં થયેલા મનોમંથન પછી તે બોલી. ભાઇ ? તમારો ચહેરો કહી આપે છે કે તમે એક સજ્જન છો હું તમને મારી

દુઃખ કથા કહી સંભળાવું છું. સુરેશ સ્થિર આંખે એના સામે જોઇ રહ્યો, અને પેલી સ્ત્રીએ પોતાની દુઃખ કથા કહેવા માંડી.

“ મારૂં નામ ચંદ્રીકા છે. મારા પિતા સુર્યપુરના એક મધ્યમ સ્થિતિના ગૃહસ્થ છે. મારા પતિ લયલાપુરમાં રહે છે. તેઓ વિજ્ઞાન શાસ્ત્રના પ્રોફેશર અને પંડિત છે. એમણે પોતાનો અભ્યાસ આગળ વધારવા માટે ઈંગ્લાંડ અને જર્મની જવા સારૂ લયલાપુરના અમારા મકાન ઉપર પાંચ હજાર રૂપીયા ગણેશપ્રસાદ પાસેથી ઉપાડયા હતા. એ પૈસા ઉપર આજ સુધીમાં ગણેશપ્રસાદને દશ બાર હજાર રૂપીયા તો વ્યાજના એ આપી ચુક્યા છે. હજી અસલ લ્હેણું તો ઉભુંજ રહ્યું છે.

પ્રતિષ્ઠા જવાની બીતિથી મારા પતિએ આ કરજની વાત કોઇને પણ કરી નહોતી. હવે જ્યારે વ્યાજમાં અમારી તમામ સંપત્તિ ફના થઇ ગઇ. એટલે ગણેશપ્રસાદ અમારા મકાનનો કબજો લેવાની ધમકી આપી રહ્યો છે. એણે મારા પતિને નોટીશ આપી છે કે તે જાતે સોમવારના રોજ અમારૂં મકાન કબજે કરવાને આવશે, જો અમારૂં મકાન તેના કબજામાં જાય તો પછી અમારે રહેવું કયાં? આ ને આ હોળીમાં મારા પતિની નોકરી છૂટી ગઇ છે. આ સ્થિતીમાં મકાન પણ જાય તો અમારે અમારાં બાળકો સાથે જઇને રહેવું કયાં? પાસે રાતી પાઇ પણ નથી; અને ગણેશપ્રસાદના અંતરમાં દયાનો છાંટો પણ નથી. હાય ! હાય ! પેલી બાઇએ થોડાજ શબ્દોમાં પોતાના સંસાર ઉપર લટકી રહેલી તલવાર જેવી આફતથી સુરેશને વાકેફ કર્યો.

સુરેશે એક ઉંડો શ્વાસ લીધો. ગણેશપ્રસાદ બરાબર કાયદેસર રીતે કાયદાની મર્યાદામાં રહીને લૂટ કરનારો આદમી હતો. એટલે એક સજ્જન

કુટુંબને જરી પણ અંતરાય વગર ફના કરવાની તેની આખીયે બાજી કાયદાના તમામ વિધિપૂર્વક ગોઠવાઇ હશે. એમ તે સમજતો હતો. છતાં તે એટલું તો જાણતો હતો. કે પ્રોફેસર જો અદાલતમાં જાય તો કોઇ પણ, અદાલત આટલું બધું ગંજાવર વ્યાજ અપાવવામાં સંમત નજ થાય; પરંતુ ગણેશપ્રસાદ પણ એ વાત જાણતો હોવોજ જોઇએ. ચંદ્રીકાની વાતથી એ માહિતગાર થયો. તે પહેલાંજ તેણે તેના દગાબાજ કાવત્રાની ખબર હતી. આ અસહાય અબળા ચંદ્રીકાને સહાય કરવાનો એણે નિશ્ચય કર્યો. વળી બીજી કોઇ નવી યોજના ઘડવા કરતાં ચંદ્રીકાની વાત ઉપરજ પોતાની ભાવી યોજના ઘડીને એક સુશીલ દંપતીને મદદ કરવાની તેણે તુરતજ નીરધાર કરી લીધો અને તે બોલ્યો: "બહેન ! તમારા અંતરની તમામ ઉપાધી તમે ઉતારી નાંખો. હું ગણેશ પ્રસાદને મલીશ અને તમારા કરજનો ફડચો કરી આપીશ.

"તમે—પણ મારા પતિ એક અજાણ્યા ગૃહસ્થ પાસેથી નાણાંની સહાય લેવાનું શી રીતે સ્વીકારશે ?"

નિખાલસ હાસ્ય કરી સુરેશે જવાબ દીધો. "અરે રામરામ કરો ! નાણાંની વાતજ ક્યાં છે ? તમે શું અત્યાર સુધી જે નાણાં આપ્યાં છે તેથી ધરાયાં નથી કે હજી વધારે નાણાં આપવાની વાત કરો છો ?"

એ યુવતી પહેલીજવાર મધુર રીતે હસી, પરંતુ તુરતજ ગંભીર થઇને બોલી "પણ ત્યારે ?" ગણેશ પ્રસાદ તો મીઠું કરડી કરડીને ફોલનારો ઉંદર છે. એને તો શકરોજ પહોંચે.

હું એ શકરો છું. હું એની પાસે જઇ સમજાવટ પતાવટથી

તેને ઘરની એક પણ પાઇ આપ્યા વગર તમારૂં ગીરોખત ભરપાઇ કરાવી પાછું લાવી આપીશ."

"પણ-પણ તમે-હું-તમને-" પેલી બાઇ એક તદ્દન અપરિચિત લાગતા માણસની પોતાને માટે આટલી બધી લાગણી જોઇને અચકાતી અચકાતી બોલી.

"એમાં કાંઇ નહિ. તમે હવે એક શબ્દ પણ બોલશો નહિ."

પેલી યુવતીની આંખો નીચે ઢળી એકાએક તેની આંખમાંથી આંસુ વહેવા લાગ્યાં. એની આંખોમાં ભય અને લજ્જાનો સામટો ચમકારો થયો. એનું મુખ સફેદ થઇ ગયું. ગણેશ પ્રસાદ પણ એકવાતે માંડવાળ કરવા તૈયાર હતો: અને હવે તમે;

રોષનો સિંહનાદ કરી સુરેશ ટટ્ટાર બની ગયો. એની આંખમાંથી ભયાનક અને ઝાળઝળ કરતો રોષ વરસવા લાગ્યો એ રોષની ઝાળથી જાણે કે દાઝતી હોય એમ એ યુવતિ શરીર સંકોચી મોટરની બેઠકના ખૂણામાં લપાઇ ગઇ અને સુરેશ ગાજી ઉઠ્યો: ગણેશપ્રસાદ: ગણેશપ્રસાદ. અને બ્હેન ?" તે આવેશથી એ બાઇનો હાથ પોતાના મજબુત પંજામાં પકડીને બોલ્યો:તું તો મારી બ્હેન છે. ધર્મની બ્હેન છે. હું તને કિંવા તારા શિયળને જરાયે હાન નહિ કરૂં. મારો એ ધંધો નથી. એટલું નહિ પણ હજારો ગણેશપ્રસાદ તારા ઘરના એક પત્થરને કે તારા દેહની પવિત્રતાને જરાય આંચ પહોંચાડી નહિ શકે. એમ હું મારા ઇષ્ટદેવના, મારી જાતના સાગન ખાઇને કહું છું." સુરેશે હાથને છોડી દઇને સ્વસ્થ બનતાં કહ્યું: "વારૂ, તમે અહીં સૂર્યપુરમાં ક્યે સ્થળે રહો છો?"

'હું અહીં મારા ભાઇને મળવાને બહાને મારે ઘેરથી નીકળી છું મારા ભાઈ ગ્રેરોડ ઉપર લક્ષ્મી બીલ્ડીંગમાં રહે છે. લયલાપુરમાં અમારૂ મકાન ત્રીભુવન સેનેટોરીયમની બરાબર સામેજ છે." લક્ષ્મી બીલ્ડીંગ "ડ્રાઇવર?" સુરેશે બુમ મારીઃ "ટેક્ષી તરતજ એ દિશામાં ફરી અને પંદર મીનીટના અરસામાંજ ગ્રેરોડ ઉપર આવી પહોંચી.

પેલી યુવતી ચંદ્રિકા ત્યાં ટેક્ષી ઉભી રખાવી અને તે નીચે ઉતરી પડી "અહીંથી મારા ભાઇનું મકાન નજીક છે. એટલે હું પગે ચાલીને જઇશ. પણ ભાઇ? તમારો ઘણોજ આભાર થયો." ચંદ્રિકા આશા ભરી આંખે તેની સામે જોઈ રહી.

સુરેશે એ દ્રષ્ટીના જવાબમાં કહ્યું: ગણેશપ્રસાદનો વાયદો સોમવારનો છે ને? ભલે રહ્યો. હું તમને ખાત્રી આપું છું કે બ્હેન? તમારૂં મકાન સલામત. રહેશે, કરજ રદ થશે અને સોમવાર પહેલાંજ તમારા મકાન ઉપર તમને તે બાબતની ખબર પડી જશે."

"મારા ભાઇનો તો આગ્રહ હતો કે મારે આ વાતમાં કોઈ વકીલની સહાય લેવી પણ તમે જયારે"

"એની તમે હવે ચિન્તા ન કરશો મારૂં નામ પ્રીન્સદુલીપ હું સ્ટેશન પર આવેલા સરદાર લોજમાં રૂમ નં, ૧૨માં રહું છું મારા ઉપર બિનશક વિશ્વાસ મૂકજો. તમે બેલાશક મારા વિશ્વાસે રહેજો અને આનંદ કરજો."સુરેશ ઓચીંતો એમ બોલી ઉઠયો.

અને જય જય કરી ચંદ્રીકાએ વિદાય લીધી.

## પુષ્પ ૩ જું

### સોનેરી જાળ

નેપીયર રોડના નાકા પર આવેલી પોતાની ઓફીસમાં ગણેશપ્રસાદ બેઠો હતો. એક શ્રીમંત શેઠીયાને છાજે એવો એનો પોશાક હતો. એ એક ખુરસી પર બેઠો બેઠો સામેના મેજ ઉપર કાંઈક લખતો હતો. બાર વાગ્યા હશે ત્યાં તેણે પોતાની નોંધપોથી ઉપર નજર નાંખી તે દિવસે સાડાબાર વાગે તેને કરવાની એક મુલાકાતની તેમાં નોંધ હતી ગણેશપ્રસાદ એમને એમ કોઈને મળતા ન હતા. એના ધંધામાં એ જરીક આગેવાન જેવા ગણાતા હતા. એટલે એને મળવું હોય તો પહેલાં પત્ર લખીને સમય નકકી કરવો પડતો અને પછી શેઠ જે વખત આપે તે વખતે તેમની મુલાકાત થતી પોતે એ રીતે પોતાના જે ગ્રાહકો કે બીજા માણસોને મુલાકાતનો સમય આપતા તેની નોંધ એક ખાસ નોંધ પોથીમાં લેતા તે નોંધ પોથીમાં તે દિવસે સાડાબાર વાગે પ્રીન્સદુલીપની મુલાકાત નોંધાયેલી હતી. પોતે નિયમિત રહી શકે ન રહી શકે તો પણ બીજાઓએ તેની સાથેના કામ પ્રસંગોમાં તો નિયમિત રહેવુંજ જોઇએ, એવો ગણેશપ્રસાદનો અત્યાગ્રહ રહેતો એટલે સાડાબાર વાગ્યા છતાં પણ પ્રીન્સને નહિ આવેલો જોઇ તે કચવાયો હોય એમ દેખાયું. "આપણા દેશના તે કાંઇ માણસ છે!" નિયમીત થતાં તેઓ ક્યારે શીખશે? "તે બડબડયો એટલામાં ટેલીફોનની ઘંટડી વાગી ફોનમાંથી ભુંગળુ હાથમાં લઇ કાન પર ધરીને અંદરથી આવતા શબ્દોને સાંભળવા લાગ્યો.

"હલ્લો ? કોણ મી. ગણેશપ્રસાદ ? સાંભળો છો કે ?" અંદરથી અવાજ આવ્યો: મારૂં નામ પ્રીન્સદુલીપ સીક્ર્ક્ષ પર આવેલાં તાજમહાલ લોજમાંથી હું વાત કરૂં છું. જુઓ ? મારી તમારી સાથે સાડાબાર વાગે મુલાકાત હતી. તે માટે હું તમારી પાસે આવતો હતો, ત્યાં મને એક અકસ્માત નડ્યો છે. એટલે મારાથી ચલાય એવું નથી. તો તમે જાતેજ અહીં આવી જાઓ તો કેમ ?"

ગણેશપ્રસાદ આ વાતથી કચવાયો. કરોળીયાની માફક તે પોતાની જાળમાંજ કામ કરતો હતો. ઓફીસમાંથી બહાર જઇને કશું કામ કરવું એને રૂચતું નહિ અને પોતાની એ અરૂચી તેણે ફોનદ્વારા વ્યક્ત પણ કરી.

"તો પછી તમારી મરજી !" પ્રીન્સ દુલીપનો બેદરકાર અને ભાવહીન બનેલો અવાજ ફોનમાંથી ગણેશપ્રસાદે સાંભળ્યો. હું મારૂં કામ બીજે લઇ જઇશ. સારી એસ્ટેટ ઉપર સારી વ્યાજે સુર્યપુરમાં ગમે ત્યાંથી નાણાં મળી જશે. ન આવો તો તમારી મરજી."

ગણેશપ્રસાદ ગભરાયો. એનો ધંધો ધીકતો હતો, પણ ગ્રાહકને પાછું વાળવાનું એને રૂચતું ન હતું. સગી બ્હેનને આપેલા એક રૂપિયાનું પણ એ દોકડા વ્યાજ માંડે એવા મારવાડી સ્વભાવનો તે હતો આવી તક જતી કરવી પાલવતી નહતી. પોતાના નિત્યના નિયમને ઉંચો મૂકી તે આતુર અવાજે બોલ્યો: "નાહરે ? સાહેબ ? એ તો ધંધાની બીડને લીધે બોલી જવાયું. હું હમણાંજ ત્યાં આવું છું."

આ જવાબ સાંભળી તાજમહાલ રોડ પરના જાહેરના ઉપયોગ માટેના ફોનના ભૂંગળાને નીચે મૂકી, સુરેશે એક અજબ તરંગી હાસ્ય કર્યું:

"ઠીક ઠીક ? ગણેશપ્રસાદ સીફ્રેસ તાજમહાલ લોજ સુધી જઇને પાછો પોતાની ઓફીસે જશે તેમાં તેને સહેજે અડધો કલાક લાગશે." અને પોતે જાણે કોઇ મધુર રમુજ ભોગતો હોય એમ સુરેશે ફરીને આછું સ્મિત કર્યું, પોતે બહાર ઉભી રખાવેલી ટેક્ષીમાં તે ચડી બેઠો અને સીધો નેપીયર રોડ પર આવેલી ગણેશપ્રસાદની ઓફીસે પહોંચી ગયો. ત્યાં પહોંચતાં તેણે એક વિકટોરીયાને બહાર ઉભેલી જોઇ તેણે ટેક્ષીને રજા આપીને તે ક્ષણભર બહાર ઉભો રહ્યો. તરતજ તેણે એક ઠીંગણા જાડા માણસને વિકટોરિયામાં બેસી સીફ્રેસ એમ પોકારી વિકટોરિયાવાળાને સીફ્રેસ તરફ જવાની સુચના આપતો સાંભળ્યો "ઠીક છે ! આપણી યુક્તિ પાર પડી છે. એ લુચ્ચો મારવાડી સીફ્રેસ જાય છે." તે બોલ્યો.

સુરેશ સીધો મારવાડીની ઓફીસમાં ચાલ્યો ગયો. "કાં મુનીમ સાહેબ ? કેમ છો ? બેઠા છોને ?" એમ કહેતો સીધો કોઇને પુછયા ગાછયા વગર અંદરના ખંડમાં પેસી ગયો અને એક આરામ ખુરસી પર બેસીને ગજવામાંથી સીગારેટ કાઢી સળગાવીને પીવા લાગ્યો.

વગર પૂછયે ગણેશપ્રસાદ શેઠની ઓફીસમાં પ્રીન્સને દાખલ થતો જોઇ મુનીમ ઉતાવળો ઉતાવળો તેની પાછળ આવ્યો. ગણેશપ્રસાદ પોતે સદાય રોષ ભર્યો લાગતો અને ઓફીસના માણસો સાથે કામ વગર જરીયે બોલતો નહિ; એટલે આગલે દિવસે પ્રીન્સ જ્યારે મુનીમના ઓરડામાં બેઠો બેઠો પોતેજ લડાઇમાં ભાગ લીધો હતો તે લડાઇના મનો કલ્પિત બનાવોની હકીકત હસતે ચહેરે કહેતો હતો ત્યારે તે વાત મુનીમને ખુબ રૂચી ગઇ હતી. સાધારણ રીતે પોતાના નોકરો સાથે

બહુજ ઓછુ બોલતા શેઠના નોકરો તેમના ગ્રાહકોની વાતો ખુબ રસથી સાંભળે છે, તેમ ગણેશપ્રસાદના ગુમાસ્તાઓ અને કારકુનોએ પણ આગલે દિવસે પ્રીન્સની વાતોથી ખુબ રમુજ અને સંતોષ મેળવ્યો. હતો. એ પ્રીન્સ આમ મોટા શેઠની ઓફીસમાં વગર રજાએ દાખલ થતો જોઇને મુનીમ ત્યાં જઈ વિનયથી બોલ્યો; મોટા શેઠ બહાર ગયા છે. તે અર્ધા કલાકમાં પાછા આવશે."

"હશે ? હું અહીંજ એમની રાહ જોઇશ. ગઇ કાલ તો મારે અચાનક સમજ્યાને મુનીમજી ? મે જરા વધારે પડતો જુલાબ લીધો હતો. તેથી જવું પડ્યું હતું આજ તો મારે એમની મુલાકાત લેવીજ જોઇએ.

મુનીમ આવા શ્રીમંત લાગતા ગ્રાહકને બહાર બેસવાનું કહી શક્યો નહિ. ગણેશપ્રસાદ પોતાના કાગળો તો તમામ તાળા કુંચીમાંજ રાખતો, એટલે એ ઓરડામાં એક પણ કાગળનો કટકો બહાર નહતો. તીજોરીનું બારણું પણ બંધ હતું. મુનીમે ઓરડામાં ચારે બાજુ નજર નાંખી ઓરડામાં કાંઈ પણ એવી વસ્તુ એની નજરે ન ચડી આવી કે જેનો કોઈ પણ માણસ જરીકે ગેરલાભ લઇ શકે. એટલે નિરર્થક આવા પ્રીન્સ જેવા સજ્જન અને શ્રીમંત દેખાતા ગ્રાહકનું અપમાન કરવાથી કદાચ શેઠ ગુસ્સે થશે, એમ માની મુનીમ પાછો પોતાના ખંડમાં જઇને કામે વળગી ગયો. અને આ ઓરડામાં સુરેશ એકલોજ રહ્યો.

સુરેશે એક ફરતી નજર નાંખી જોઇ. એ ઓરડાના બારણા આગળ લાકડાની ઘોડીમાં જડેલો લાલ પડદો હતો. એટલે પોતે અહીં કશું

કરતો હોય તો બહારના ઓરડામાં બેઠેલા કારકુનોને તેનો ખ્યાલ આવે એવું નહતું. એટલે મુનીમના ગયા પછી તે એકદમ ઉઠયો અને પેલી તીજોરી પાસે ગયો. એ તીજોરી બંધ હતી. એટલે તેણે પોતાના કોઠમાંથી એકાદ બે તીક્ષ્ણાં અને લાંબા ઓજાર કાઢયાં અને તેના વડે એ તીજોરી ઉપર એવો પ્રયોગ કર્યો કે એ ત્રીજોરી એકદમ ખુલ્લી થઇ ગઇ. એ ખુલ્લી થયેલી તીજોરીનાં ત્રણે ખાનાં કાગળોનાં લાલ દોરીથી બાંધેલાં બંડલોથી ખીચોખીચ ભરેલાં હતાં. સહુથી નીચેના ખાનામાં કરન્સી નોટોનાં કેટલાક બંડલો પડયાં હતાં. સુરેશે એ નોટોનાં બંડલ ગણી જોયાં પચાસ પચાસ રૂપીયાની એક એક નોટ એવી રીતે વીસ વીસ નોટનું દરેક બંડલ હતું. અને એ તીજોરીમાં એકંદરે પંદર હજાર રૂપીયાનાં આવાં બંડલો હતાં. બીજા થોડાંક બંડલો દશ દશ ને પાંચની નોટનાં હતાં. તરંગી સ્મિત કરીને સુરેશે પંદર હજારની રકમનાં પચાસ પચાસની નોટોનાં જે બંડલ હતાં. તે બધાં ઉઠાવી લીધાં. તેમજ ઉપલા ખાનામાં કેટલાંક બંડલ હતાં. તેમાંના કાગળો કાઢીને બાજુમાં છાપાની થોકડી પડી હતી તેને ઘડીવાળી ઉપર એકેક અસલનો કાગળ રાખી પાછાં એ બંડલો હતાં તેવાં દેખાય એમ બાંધીને તેને સ્થળે મૂકી દીધાં અને પાછી તીજોરીને બંધ કરીને હતી તે સ્થિતિમાં મૂકી દીધી. પોતાની આ કામગીરીને સમાપ્ત કરીને સુરેશ બંગાળી પોતાના સ્થાને જઇને બેઠો. થોડીવારે રોષથી લાલ લાલ બનેલો ગણેશપ્રસાદ એ ખંડમાં દાખલ થયો.

પોતાની ઓફીસના ખંડમાં અત્યારે એક અજાણ્યા માણસને બેસીને સીગારેટ ફૂંકતો જોઇને તેણે પેલી મુલાકાતના ખ્યાલથી સ્વાભા-

વિકળ તેને પ્રીન્સ દુલીપ માની લીધો, અને તેથી તે ગુસ્સાપૂર્વક ગાજી ઉઠયો: "પ્રીન્સ તમે તે કેવા માણસ કહેવાઓ ? મને નકામો સીફ્રિસ સુધીનો ધક્કો ખવરાવ્યો અને તમે પોતે તો અહીં આવીને બેઠા છો ? મને નાહકનો હેરાન શા માટે કર્યો."

સુરેશ નિર્લેપ હાસ્યથી તેની સામે જોઇને બોલ્યો:

"ગણેશપ્રસાદ શેઠ ? મારી ભુલ થાય છે. મારૂં નામ તો સૂર્યપ્રસાદ છે.

"ત્યારે તમે પોતે પ્રીન્સ દુલીપ નહિ ?"

"નહિજી ?" તે શાંતિભરી તટસ્થતાથી બોલ્યો: "હું પ્રીન્સ નથી તેમ પ્રીન્સને ઓળખતો પણ નથી"

"ત્યારે પ્રીન્સ મુવા છે કોણ ?"

ગણેશપ્રસાદ આશ્ચર્ય ભર્યો ક્રોધથી બુમ મારી ઉઠયો: "મને તેણે અહીં ફોન કર્યો કે મારે તેને મળવાને માટે જવું. મેં ત્યાં પહોચીને લોજમાં તપાસ કરી; પરંતુ ત્યાં તો મને એવો જવાબ મળ્યો કે પ્રીન્સ દુલીપ નામનો કોઇ માણસ એ લોજમાં છેજ નહિ."
"તમારી કોઇકે મશકરી કરી હશે."

જાણે કે ગણેશપ્રસાદની થયેલી આ મશ્કરીથી રમુજ મેળવતો હોય તેમ સુરેશ ખુલ્લે સ્વરે હસવા લાગ્યો. ગણેશપ્રસાદ એ હાસ્યથી

ગુસ્સે થઇને બોલ્યોઃ "પણ તમારે મારૂ શું કામ છે? શા માટે અહીં આવ્યા છો?"

"મારે! હું પ્રોફેસર સૂર્યકાન્ત પંડીતનો એજન્ટ છું તેના લવલાપુરના મકાનના ગીરો ખત માટે તમારી પાસે આવ્યો છું."

"તો તમારા એ પ્રોફેસરને કહી દેજો કે મેં તેમને લખી જણાવેલી વાતમાં મિન કે મેખનો ફરક થવાનોજ નથી. હું અત્યારે તો કામમાં છું, પણ આવતા સોમવારે એ મકાનનો રીતસર કબજો લેવા માગું છું."

"પણ તમે થોડો વખત તો રાહ જુઓ." સુરેશના અવાજમાં આર્જવતા હતી. માછલીના ગલ ઉપર માખી મૂકી, કોઇ માછીમાર માછલીને લલચાવે એમ તે ગણેશ પ્રસાદને રમાડવા લાગ્યો. સુરેશ પોતાના કોટના ગજવા ઉપર હાથ મુકયો અને તે મનમાં ને મનમાં હસ્યો.

"નહિ! નહિ! ગણેશ પ્રસાદ બોલ્યો:" હવે રાહ જોવાનું મને પાલવે તેમ નથી છેલ્લા નવ મહિનાથી મને વ્યાજ પણ મળ્યું નથી."

"પણ તમને પ્રોફેસરની સ્થિતિ ઉપર દયા નથી આવતી?"

"દયા? અમારા ધંધામાં દયાને સ્થાનજ નથી. એમ કાર કાર દયા દાખવતા ફરીએ તો છોકરાં ભુખે મરે. એમા અમારૂં શું વળ્યું? આ રકમ રોકી છે એ અમારે કયાં સુધી ખીલે બાંધી રાખવી? રકમ

કાંતો ફરતી રહેવી જોઇએ અને કાંતો એનું વ્યાજ મળવું જોઇએ. એ પ્રોફેસરની આબરૂ જાળવવામાં ને એની બૈરી તથા છોકરાં ઉપર દયા બતાવવાને ખાતર અમારી રકમ વગર વ્યાજે રોકી રાખવાનું અમને પાલવે એમ નથી."

પણ એનાં છોકરાં શું કરશે? ક્યાં જશે? એ પોતે પોતાની બૈરીને લઇને ક્યાં રહેશે?"

"જાય પાંજરાપોળમાં બૈરી છોકરાંને રાખવાની શક્તિ નહોતી તો પરણ્યો શામાટે?" આ નિષ્ઠુર મારવાડી જેવા ગણેશપ્રસાદ ઉપર સુરેશનાં અંતરમાં ખૂબજ રોષ ઉદ્‌ભવ્યો. આવા એક બદમાસ અને ક્રૂર હૃદયના આદમી સામે પોતે જંગે મેદાનમાં પડ્યો છે એ જાણીને તેના અંતરાત્માને એક પ્રકારની શમતા થઇ. ગણેશપ્રસાદ ઉપર જે કાંઇ વીતે તેને એ બરાબર લાયક છે, એમ તેને લાગ્યું, તે ખુરશી ઉપરથી ઉભો થયો અને બોલ્યો: "વારૂ, મારે તમને એક વાત પૂછવી છે: એની પાસે તમારૂં કુલ્લ લ્હેણું કેટલું છે.

"લ્હેણું?" ગણેશપ્રસાદ બોલ્યો. "હશે, દશ અગીયાર હજાર."

"નહિ, એમ અટકળ નહિ ચાલે. મને ચોક્કસ આંકડો કહી દો. અને જો તમે રાહ જોવા નજ માગતા હો તો તેના મકાનનું ગીરો ખત કાઢી એના ઉપર ભરપાઇની પહોંચ કરી આપો."

"પહોંચ? કુલ્લ આંકડો? કાંઇ ગાંડા થઇ ગયા સાહેબ?" ગણેશપ્રસાદ તિરસ્કારથી મુખ મરડીને હસવા લાગ્યો.

"હું ગાંડો નથી." મહા પ્રયાસથી પોતાના રોષને દબાવી સુરેશ બોલ્યો: હું તમારો હિસાબ ચૂકતે કરવાને માટેજ અહીંજ તમારા પાસે આવ્યો છું."

"હિસાબ ચુકતે કરવા?" ગણેશપ્રસાદ આશ્ચર્યથી બોલી ઉઠયો, તેને મળેલી માહીતી પ્રમાણે પ્રોફેસર તદ્દન પાયમાલ થઇ ગયો હતો. તો પછી તેને હિસાબ ચુકતે કરવાના પૈસા કયાંથી મળી આવ્યા? વળી એ જો કોઇ ગ્રાહક તેનો હિસાબ ચુકતે કરીને છૂટો થાય એ પણ તેને ગમતું નહોતું. એમ એ ઇચ્છતો હતો કે તેણે કોઇ એક માણસને એક વાર પૈસા ધીર્યા એટલે પછી એ માણસની તમામ મિલકત પોતાને ત્યાં વ્યાજમાંજ જમા થવી જોઇએ; અને અસલ રકમ તો ઇશ્વરની માફક અક્ષય અને અમરજ રહેવી જોઇએ. એટલે તે બોલી ઉઠયો; "તમારે ચોકકસ હિસાબ જોઇએ છે? વારૂ પ્રોફેસર પાસે મારા દશહજાર નવસો નેવુ રૂપીયા પંદર આના અને આઠ પાઇ લ્હેણા પડે છે; અને તેમાં હું એક પાઇ પણ ઓછી લેવાનો નથી."

"પાઇ ઓછી આપવાની કોણ વાત કરે છે?" સુરેશ ગજવામાં હાથ નાંખીને નોટોનાં બંડલ કાઢી ટેબલપર ફેંકતો બોલ્યો: "ચાલો લાવો, ગીરોખતને ભરપાઇ કરી ધો. અને આ તમારી રકમ ગણી લ્યો."

નોટોના બંડલ સામે ગણેશપ્રસાદ સ્તબ્ધ બનીને જોઇ રહ્યો. લયલાપુરના મકાન માટે તો તેણે એક ગૃહસ્થ સાથે સોદો પણ કરી લીધો હતો અને એ મકાનના વેચાણના બહાના પેટે ચાર હજાર

રૂપીયા પણ લઇ લીધા હતા. એટલે ગીરોખત પાછું આપી દેવાની એને રૂચી તો નજ થઇ. એથી રોષે ભરેલા હૃદય છતા મુખ ઉપર એક શુષ્ક હાસ્ય લાવીને તે બોલ્યો: "અરે મારા સાહેબ ! આમ શી ઉતાવળ છે ! પ્રોફેસર સાહેબ તો લાયક માણસ છે. ભલેને દશબાર દિવસ પછી આપજો. અત્યારે સગવડ ન હોય તો વ્યાજજ આપી જાઓ. મુદ્દલ ભલેને પડી.

પરંતુ તેના જવાબમાં સુરેશે એક તિરસ્કાર ભર્યું અટ્ટહાસ્ય કર્યું. એ હાસ્યમાં રણુકતા તિરસ્કારપૂર્ણ કંપથી ગણેશપ્રસાદનું મગજ ઠેકાણે ન રહ્યું. ગુસ્સામાં તેણે મેજના ખાનામાંથી દસ્તાવેજ બહાર કાઢયો. પ્રથમ પેલા નોટોનાં બંડલ ખોલી રકમ ગણી જોઇ. કુલ અગીયાર હજાર રૂપીયા હતા.

પરંતુ વધારાની રકમ પાછી આપવાની જરૂર નથી; એમ સુરેશે કહ્યું.

એટલે અર્થ લોભી વાણીયાએ નોટો બાજુના ખાનામાં મૂકીને પ્રોફેસરના મકાનના ગીરોખત ઉપર કુલ્લે ચૂકતે ભરપાઇની પહોંચ લખી આપી. છેવટ તેણે નિરાશ રોષથી ગાજતી ચીસ પાડીને કહ્યું: " આ તમારૂં ગીરોખત. હવે અહીંથી ચાલ્યા-જાઓ !"

ગીરોખત તપાસી તેના ઉપરની પહોંચ રીતસર છે કે નહિ તેની ખાત્રી કરી સુરેશ બોલ્યો: "હાસ્તો ! હું હવે ચાલ્યોજ જવાનો છું આ ઓરડાની હવા તમારા જેવા શરાફ ચીનના શાહુકારના

શ્વાસોચ્છ્વાસથી ઝેરી બની છે, એટલે મારે પણ ચોક્ખી હવાની જરૂર છે."

ગણેશપ્રસાદના મુખ ઉપર ગુસ્સાનાં ફીણ આવી ગયાં. પોતાના જેવા શરાફ મહાજનના એક આગેવાન શેઠીયાને પોતાનીજ ઓફીસમાં કોઈ આમ ઉઘાડે છોગ અપમાનજનક શબ્દો કહે એ એને અસહ્ય લાગ્યું તે બોલ્યો: "ચાલ્યો જા, ચાલ્યો? તારા જેવા તો કંઈકને જોયાં છે?"

"દોસ્ત ગણેશપ્રસાદ? મારવાડી સ્વભાવના વાણીયા? મારા જેવા એકને પણ તું જીવનભર ભૂલી શકે એમ નથી; તો પછી મારા જેવા કાંઈકને તો તેં ક્યાંથી જોયાજ હશે?" એટલું કહીને સુરેશ અર્થ ગંભીર અટ્ટહાસ્યથી પોતાનો તિરસ્કાર અને પોતાની કૃતેહ બન્ને પ્રદર્શિત કરતો એની ઓફીસમાંથી નીકળીને રસ્તે પડ્યો.



## પુષ્પ ૪ થું.

### હાય; લુંટાયા.

નિરાસા અનેરોષથી ધુંધવાતો ગણેશપ્રસાદ પોતાના મેજ ઉપર એમને એમ થોડીવાર બેઠો રહ્યો. "પણ એ વેદીયા બાબુચક પાસે આટલી બધી રકમ અચાનક ક્યાંથી આવી પડી?" પોતાના ગ્રાહક પ્રોફેસરને ઉદ્દેશીને તે બબડયો: "એની પાસે તો એક પાઇ પણ નહોતી. જે હતી તેટલી તમામ મિલકત તો મારી લ્હેણી રકમના વ્યાજ પેટે ભરાઇ ગઇ છે એમ હું માનતો હતો: ત્યાં વળી આ નાણું ધરતીકંપની માફક ક્યાંથી અચાનક પ્રકટી નીકળ્યું?" તે ઉભો થયો અને ગજવામાંથી ચાવી બહાર કાઢીને તેણે તીજોરી ઉઘાડી. તે પેલી નોટોનું બંડલ હાથમાં રાખીને તીજોરી સામે જોઈ રહ્યો. ક્ષણભર તો તેને બધું બરાબર લાગ્યું. પરંતુ પછી જ્યાં નોટોનાં બંડલ પડયાં હતાં ત્યાં દ્દષ્ટિ જતાં એ બંડલ ખૂબ ઓછાં થઇ ગયેલાં લાગ્યાં ઉતાવળ અને ભય ભરી આતુરતાથી તેણે તીજોરીમાંથી બરાબર રૂપીયા પંદર હજારની રકમ ઓછી થઈ ગયેલી તેણે જોઇ. તેણે દુ:ખની એક હાય મારી?" મારા પૈસા! હાય! મારા પૈસા?" તેણે રડતે અવાજે ચિત્કાર કર્યો.

એકાએક એના મગજમાં એક વિચાર આવ્યો. એક કબાટમાંથી તેણે પોતાની નોંધપોથી કાઢી. નોંધપોથીમાંથી તેની પાસેની તમામ નોટોનાં નંબર લખ્યા હતા. એ નંબર તેણે સુરેશે આપેલી પચાસ પચાસની અગીયાર હજાર રૂપીયાની નોટોના નંબર સાથે મેળવી જોયા. તેણે

પોતાની શુદ્ધ સાન લગભગ ગુમાવી દીધી એ નોટોના અને પોતાની નોંધપોથીમાં નોંધેલા નંબર એકજ હતા. પ્રોફેસરના વતી આપવામાં આવેલી રકમ તેની પોતાનીજ તીજોરીમાંથી ઉપાડી લેવામાં આવી હતી. કોઇ અડંગ ખેલાડીએ પોતાની તીજોરીમાંથી નોટો ચોરી લીધી હતી. અને એજ ચોરેલી નોટો વડે પ્રોફેસરનું ગીરોખત ભરપાઇ કરાવી લીધું હતું. અલબત્ત, એ વસ્તુમાં એક પ્રકારની હાસ્યસ્પદતા હતી પરંતુ ગણેશપ્રસાદ તેની કદર કરી શકે એવું એનું માનસ નહોતું ક્ષણ ભર એને પોતાને ત્યાં થયેલી ચોરીના ખબર પોલીસને આપવાનો વિચાર આવ્યો. પણ તાત્કાળ એ વિચારને એણે તુચ્છકારી કાઢયો. કેમકે પોતાના કામકાજમાં પોલીસ જરાપણ ઉંડી ઉતરીને તપાસ કરે એ તેના ધંધાને માટે સલામત નહતું એમ એ સમજતો હતો. એણે એક હાકલ મારીને પોતાના મુનીમને બોલાવ્યો, મુનીમ ઉતાવળો ઉતાવળો અંદર આવ્યો અને શેઠનો લાલ ચહેરો જોઇને ચમકી ઉઠયો.

"તમે કોને અને કોણી રજાથી મારી ઓફીસમાં બેસાર્યો હતો"? ગણેશપ્રસાદે મુનીમની સામે ઘુરકીને પ્રશ્ન કર્યો.

"કેમ ? એ તો પ્રીન્સદુલીપ હતા ?" "જહાન્નમમાં જાય એ પ્રીન્સદુલીપ ? એણે તો મને આજે ખુબ ખુવાર કર્યો ? મારી ઓફીસમાં બેસનાર માણસ પ્રીન્સ નહોતો અને રાજા પણ નહોતો.

એણે તો મને પોતાનું નામ સૂર્યપ્રસાદ આપ્યું હતું પરંતુ એ સૂર્યપ્રસાદ હોવાનું પણ હું માનતો નથી. એ તો એક બદમાસ ઉઠાવગીર હતો. એણે મારી તીજોરીમાંથી મોટી રકમની ચોરી કરી છે ? તમે એને અહીં એકલો બેસવાજ શા માટે દીધો?"

"પણ સાહેબ ? તે પ્રીન્સદુલીપ જાતેજ હતો એવી મારી ચોક્કસ ખાત્રી છે." મુનીમે કહ્યું. "ગઇ કાલે પણ એ આપણે ત્યાં આવેલો ત્યારે તેણે પોતાનું નામ આપ્યું હતું આજે પણ એણે મને એજ નામ જણાવ્યું હતું: અને એતો એની જાતેજ આ ખંડમાં પેસી ગયા હતા મારી રજા લીધી નથી તેમ હું કઇ જાણતો પણ નથી" મુનીમ તો આ આખાય પ્રકરણથી પોતાના હાથ ધોઇ નાંખતો હોય એમ બોલ્યો: છતાં હજી કંઇ વહી નથી ગયું, પોલીસને આપણે ખબર આપીયે ? ટેલીફોન કરૂં ?"

"તું-તું-તું" ગણેશપ્રસાદ રોષથી ધ્રુંધવાતા તુટક સ્વરે ગાજી ઉઠયો: "તું મોટો મૂર્ખ છે! જા, તને આજથી મારે ત્યાંથી રજા છે. આવી નોકરી કરે છે ? મારી તીજોરી આખી લૂંટાઇ ગઇ છે છતાં તું તારા ઉપરની જવાબદારી ટાળી દે છે ? જા, નીકળ અહીંથી મારે તારૂં કામ નથી."

મુનીમ તો શેઠના રોષથી ત્રાસ પામતો, અત્યારે વધુ બોલવામાં સાર એમ સમજીને નથી. ત્યાંથી બહાર ચાલ્યો ગયો. ગણેશપ્રસાદ એકલોજ રહ્યો તે વિચાર ગ્રસ્ત બની ગયો, થોડીવારે તેના ફોનની ઘંટડી વાગી, એટલે તેણે ભૂંગળું હાથમાં લઇ કાને ચૂકયું અંદરથી તેણે સુરેશની મજાક, તિરસ્કાર અને હાસ્યથી કંપતો અવાજ સાંભળ્યો: "કેમરે મારવાડી એય માણસ માર! કેમ હવે તો તબીયત ઠેકાણે આવી ગઇ છે ને ? તીજોરીમાં ચોરી થવાની હૃદય બંધ તો પડી ગયું નથીને ?" તેને અવાજ સાંભળ્યો. એનો ચહેરો આતુર આર્જવતા અને રોષ ભરી નિરાશાથી ધ્રુજવા લાગ્યો સૂર્યપ્રસાદ તું-તું-ઉર્ફે પ્રીન્સ ? મારા પૈસા લાવ મારૂં ખત લાવ ! હરામખોર બદમાસ."

"ધીમે ધીમે ?" ફોનમાંથી જવાબ આવ્યો: "ક્યાંક મગજ પર લોહી ચડી જશે તો "બ્રેઇન ફિવર' લાગુ પડશે. માટે ધીરો થા ? તારૂં ગીરો ખત મારી પાસે નથી. એ તો જ્યાં જવાને સરજાયેલું હતું તેના રસ્તે પડી ગયું છે. અને હવે તારી તબીયત કાબુમાં આવી ગઇ હોય તો તને એક બીજી વાત કહું સાંભળવી છે ? એ તારા ધંધાને ખાસ ઉપયોગી છે." સુરેશ તિરસ્કાર ભર્યા અવાજે બોલ્યો.

"પણ છે શું ? કહેવું હોય તે કહી નાંખને." "ત્યારે સાંભળ તારી તીજોરીના ઉપરનાં ખાનાં પણ તપાસી જો." અને ફોનની સામી બાજુ એકદમ બંધ થતી ગણેશપ્રસાદે સાંભળી સુરેશની ચેતવણીથી ગણેશપ્રસાદના પેટમાં તેલ રેડાયું હોય એવો ગરમ ઉછાળો આવ્યો એક ફલાંગ મારી તેણે તીજોરીનું બારણું આંચકા સાથે ઉઘાડી નાંખ્યું ઉપરનાં ખાનાં તેણે જોયાં. પોતે પોતાના કાગળીયા જેમ ગોઠવ્યાં હતાં તેમજ તેને લાગ્યાં ક્ષણ ભર તે કાગળો સામે તાકીને જોઇ રહ્યો પછી સૌથી ઉપરનું એક બંડલ તેણે ઉપાડીને ઉઘાડી જોયું એ બંડલનો પહેલો કાગળ મૂળમાં હતો તેજ હતો બાકીનાં બધા કાગળ ગુમ થઇ ગયા હતા. તેને બદલે જૂના છાપાના કાગળો ગોઠવીને કરેલું બંડલ તેણે જોયું તેણે એક આશ્ચર્યનો સુસવાટો કર્યો ઝડપથી ઉતાવળથી ધબકતા હૃદયથી તેણે એક એક બંડલ તપાસી જોઇ તમામનાં સૌથી ઉપરનો સંફદ સીવાય બધા કાગળ ગુમ થઇ ગયા હતા. તેને બદલે જૂના છાપાનાં પાનાં ઘડીયો વાળીને કોઇ ગોઠવી ગયું હોય એમ દેખાયું આ બનાવની તેના ઉપર ખુબ અસર થઇ તેણે નિરાશાની એક હાય મારી અને તે હતાશ બની ગયો, તેની લાખોની દોલતની જમાવટ આમ એક અડધા કલાકનાં અરસામાં ફના થઇ ગઇ ? તેના કોઇ હડહડતા વેરીએ તેને

પૂરી થાપ આપી હતી તે સમજી ગયો કે કોઇ પોતાના વેશીયે બનાવટી નામથી પોતાને ટેલીફોન કરીને પોતાની ઓફીસમાંથી દુર કરીને તે દરમ્યાન પોતાના ઉપર આવી ભયંકર આફત વરસાવી હતી

અને એ બહુમુલા દસ્તાવેજોની અંદર તેના લાખોના ધંધાને ચોમેર ફરતા પંજાઓ ચિતરાયા હતા, એ દસ્તાવેજોમાં પ્રોમીસરી નોટો હતી ગીરો ખત હતાં. બંધન ખતો હતાં લોન અને શેરનાં કાગળીયાં હતાં: તેમાં બધુય હતું ગણેશપ્રસાદના પાપનું મૂળ અને પરિણામ બન્ને તેમાં હતાં અત્યારે કોણ જાણે તે કયાં ઉડી ગયાં હતાં કોઇ ઉંડા ઉંડા પાતાળમાં જાણે કે એનો જીવ ચાલ્યો જતો હોય એમ એની છાતીમાં ગભરામણ થવા લાગી એના ધસતા જતા લોહીના વેગથી ગાજતા અને ધખધખી ઉઠેલા મગજ ઉપર હાથ મુકીને તે શુન્ય મુખે બેસી રહ્યો પછી તેના મુખમાંથી એક ધીમી ચીસ નીકળી ગઇ અને તે નીચે જોંય પર ફસડાઇ પડયો કયાંસુધી તે આમ પડયો રહયો તેની તેને કશી ખબર પડી નહિ પણ જ્યારે તે ભાનમાં આવ્યો ત્યારે પોતાની ઓફીસના કારકુનોને પોતાની સારવાર કરતા અને અંદર ગુપચૂપ વાતો કરતા તેણે જોયા તે બોલી ઉઠયો:

"ચાલ્યા જાઓ ? મૂર્ખાઓ ? તમે એકદમ મારી હાજરીમાંથી ચાલ્યા જાઓ ? તમારી તમામની બેદરકારીથી હું લૂંટાયો અને પાયમાલ થઇ ગયો. હવે તમે બધાય એકદમ મારી નજર સામેથી ચાલ્યા જાઓ ?" કપાળ ઉપર હાથ મૂકી, શેઠના મગજની દશા માટે શંકા બતાવતા બધા કારકુનો પાછા બહાર ચાલ્યા ગયા અને ગણેશપ્રસાદ ઓફીસમાં એકલોજ રહ્યો. "હવે શું થાય ?" તે બબડયો: "હજી

એક માર્ગ છે. થોડા એક ગુમાવેલા પૈસા પાછા હાથ આવે એમ છે, હું હમણાંને હમણાં લયલાપુર જાઉં અને પેલા પ્રોફેસરને દગાની અસલ ગીરો ખત પાછું લઇ આવું. પ્રોફેસરને ધમકી આપીશ કે બનાવતી વાતો કરી છે તર પીડીથી એ દસ્તાવેજ ઉપર મારી સહી કરાવી લેવામાં તેણે કાયદેસર રીતે ગંભીર ગુન્હો કર્યો છે. એટલે એ તો ડરી જઇને મારો દસ્તાવેજ પાછો આપી દેશે ઠીક ચાલો એટલો તો એટલો ? જેટલો લાભ મળતો હોય તેટલો લઇ લેવો એ આપણો દ્રઢ નિશ્ચય છે.” પોતાના કપડાં જેમતેમ પહેરીને ગણેશ પ્રસાદ બહાર નીકળ્યો.



# પુષ્પ ૫ મું.

## આખરી અંજામ.

સાંજના પાંચેક વાગ્યા હશે. તે વખતે સુરેશ બંગાળી પ્રીન્સદુલીપનાજ વેશમાં પ્રોફેસરના બંગલે આવી લાગ્યો. તેને જોઇ ચંદ્રીકાને ત્યાં કામ કરનારી માલતી બહાર આવી. સુરેશે કહ્યું: "આ કાર્ડ પ્રોફેસર સાહેબ પાસે લઇ જાઓ." કાર્ડ લઇને માલતી બોલી: "પ્રોફેસર સાહેબ ઘેર નથી." તે કાર્ડમાં જોઇને બોલી: "તમે તો પ્રીન્સદુલીપ ચંદ્રીકાબ્હેન કહેતાં હતાં કે તમે સહાંજે આવવાના છો." "હા, પણ પ્રોફેસર ક્યાં ગયાં છે? ચંદ્રીકાબ્હેન ક્યાં છે?" સુરેશ વાતાવરણમાં શૂન્યતા જોઇને સચિન્ત આશ્ચર્યથી પ્રશ્ન કર્યો. "પ્રોફેસર સાહેબ તથા બાસાહેબ સ્હવારના નવ વાગ્યાના એમના ભાઇને ત્યાં ગયા છે. તે તથા ચંદ્રીકાબ્હેન આવે ત્યારે આ પરબીડીયું તેમને આપજો." તેણે ભરપાઇ કરેલું ગીરોખત નાંખીને બંધ કરેલું કવર આપ્યું અને તે ચાલ્યો ગયો. તે રસ્તા પર જતો હતો ત્યાં એક વિકટોરીયા આવતી દેખાઇ. તેમાં ગણેશપ્રસાદ બેઠો હતો. તે ગીરોખત પાછું લેવા પ્રોફેસર પાસે જતો હતો. અહીં પ્રીન્સદુલીપ ઉર્ફે સૂર્યપ્રસાદ જોઇને આશ્ચર્ય થયું. તેણે વિકટોરીયા ઉભી રખાવી, ભાડાના પૈસા ચૂકવી આપ્યા અને તે નીચે ઉતરી પડયો. વિકટોરીયાવાળો ચાલ્યો ગયો. પછી તે સુરેશ પાસે આવ્યો. અને આવેશપૂર્વક બોલ્યો: "હરામખોર? બદમાસ? મારી તીજોરી તોડી? મારા પૈસા, મારા દસ્તાવેજો, એ બધું ક્યાં લઇ ગયો? લાવ પેલું

ઓફિસરવાળું ગીરો ખત લાવ, મારા દસ્તાવેજ લાવ? હું તને હવે કોઇકાળે છોડવાનો નથી. તારૂં ખુન કરીશ, તારૂ લોહી પીઇશ! તારો નાશ કરીશ? તને પાયમાલ કરીશ."

સુરેશ, તો ગણેશપ્રસાદની સામે સ્મિત પૂર્વક જોઇ રહ્યો હતો. તે વચ્ચે બોલ્યો: "ગણેશપ્રસાદ તમારા જેવા પાપી નરપીશાચો ગરીબોના ગળા કાપી કાયદાની ચુંગાલમાંથી ચસકનારાઓનો તમામનો મારા હાથે નાશ કરવા મે પ્રતિજ્ઞા લીધી છે. તમારા જેવા પાપીઓને તેમનાં પાપ કૃત્યોનો બદલો આપવાને બીડું ઝડપ્યું છે. હું નથી પ્રીન્સદુલીપ કે નથી સૂર્યપ્રસાદ? પણ સેવકનું નામ તો "સુરેશ બંગાળી.

કોણુ? સુરેશ બંગાલી અઠંગ ઉઠાવગીર? તું મારા પૈસા લઇ જઇશ? મારા દસ્તાવેજ ગુમ કરીશ? પોલીસ? પોલીસ? પકડો આ બદમાસને! આ ભયંકર ઉઠાવગીરને?" ગણેશપ્રસાદનો લવારો વધ્યો,

સુરેશ તેની નજીક ગયો અને બોલ્યો: "ગણેશપ્રસાદ! વધારે બુમો મારવામાં સાર નથી. જો હવે એક પણ શબ્દ બોલીશ તો તેનું સખ્ત પરિણામ તારે સહન કરવું પડશે." ત્યારે પરિણામ સહન કરવું પડશે?

અરે હું ખરો પણ કે તને તીજોરી તોડવાના ગુન્હા માટે સાત વર્ષની સજાએ પહોંચાડુ."

"એમ? ઠીક છે, ત્યારે તું મારી સાથે ચાલ." એમ કહીને સુરેશ ગણેશપ્રસાદનો કાન પકડીને તેને પોતાની સાથે થોડે દુર લઇ ગયો. નજીકમાં રસ્તાની બાજુએ એક ખાડો હતો તેમાં કાદવવાળું પાણી ભરેલું હતું લોકો તેને મોતની ખીણુ નામની જગ્યાથી ઓળખતા

હના ત્યાં લઈ જઈને સુરેશે તેને ઉંચક્યો અને પોતાના અદ્દભુત શરીર બળનું પ્રદર્શન કરાવતો હોય એમ હવામાં વીંઝીને એને ખીણ તરફ ફેંક્યો સદ્દભાગ્યે પહેલાં ગણેશપ્રસાદના પગ ખાબોચીયામાં ખુંચ્યા અને તે લગભગ છાતી સુધી તેમાં ખુંચી ગયો. એ ખાડામાં થોડું પાણી અને ચીકણી માટી હતી. તે બહાર નીકળવાને તરફડીયાં મારવા લાગ્યો, તો ઉલટો વધારે ને વધારે ખુંચવા લાગ્યો, એટલે સુરેશે તેની સામે ખડખડાટ હસતાં કહ્યું: "દોસ્ત ગણેશપ્રસાદ તું ત્યાંથી તને કોઇ કાઢે ત્યાં સુધી લ્હેર કરજે ? હવે હું તારી રજા લઉં છું. પરંતુ તારૂ પેલું ગીરોખત અને તારા બીજા દસ્તાવેજોના કાગળો એ બધાનું કરેલું બંડલ પણ હું તારા તરફ ફેંકું છું. ગીરોખતની પ્રોફેસરને કશી જરૂર નથી. અને બીજા દસ્તાવેજોના તું કશો ઉપયોગ કરી શકીશ એવું મને લાગતું નથી" એમ બોલીને એક બંડલ તેણે ખાડા તરફ ગણેશપ્રસાદથી સ્હેજ દૂર ફેંક્યું અને તે ખડખડાટ હસતો ત્યાંથી ચાલ્યો ગયો.

ગણેશપ્રસાદ પોતાનું ગૂમાયેલું એ બંડલ મેળવવાને માટે તેના તરફ જવા લાગ્યો તેમ તેમ વધુને વધુ ખુંચતો ગયો. હવે તેના ગળા સુધી પાણી ને માટી આવી ગયાં તેનો શ્વાસ રૂંધાવા લાગ્યો, તે બેભાન બનવા લાગ્યો. તેજ વખતે પ્રોફેસર વગેરેને લઇને એ રસ્તા ઉપર એક મોટર આવી પહોંચી. ચંદ્રીકાની નજર ખીણ તરફ ગઇ. તેણે કહ્યું "પેલી ખીણમાં કોઇ મનુષ્યના માથા જેવું દેખાય છે. એ શું હશે ? પ્રોફેસરે મોટર ઉભી રાખી. તેઓ બધા નીચે ઉતરી પડયાં અને ખીણ તરફ ગયા. કોઇ માણસ બેભાન હાલતમાં ખીણમાં ખુંચી ગયેલો દેખાતો હતો. તેની નજીક કાગળોનું

બંડલ હતું. પણ આ માણસને બહાર કાઢવો શી રીતે? આફ્રર મોટરમાંથી એક દોરડું લાવ્યો. તેનો એક છેડો પોતાની કેડે બાંધીને હાથમાં પકડી રાખ્યો. બીજો છેડો પ્રોફેસરે પકડયો પછી આફ્રર તે ખાડામાં કૂદી પડયો. તેણે પ્રથમ પેલું બંડલ હાથ કર્યું પછી તેણે ખાડીમાં પડેલા માણસને શ્રમ પૂર્વક ઉપાડયો અને તે બહાર નીકળવા લાગ્યો. બીણમાં કાદવની વચ્ચે થઈને આવવાનું હોવાથી તેને ઘણો શ્રમ પડયો હતો છતાં પ્રોફેસર તથા ચંદ્રિકા દોરડાવડે તેને ખેંચતા હોવાથી મહા મુશ્કેલીએ તે બહાર નીકળ્યો. પેલો બેભાન માણસનું મોઢું જ જોતાં ચંદ્રિકા અને પ્રોફેસર બોલી ઉઠયાં: "અરે! આતો ગણેશપ્રસાદ તેની આ દશા કોણે કરી?" પ્રોફેસર આ માણસના શરીરની તપાસ કરી, હૃદય બંધ હતું પણ તેને કશી ઇજા કે જખમ દેખાયો નહિ. તે બોલ્યો; આ માણસનું મૃત્યુ ભયભીત થવાથી તથા શ્વાસ ગુંગળાવાથી હૃદય બંધ પડવાને લીધે થયું છે. પણ પેલા બંડલમાં શું છે? "જુના છાપાનાં કાગળો!" આફ્રરે બંડલ ખોલીને કહ્યું. "મને લાગે છે કે અહીં પ્રીન્સ અને ગણેશપ્રસાદનો ભેટો થયો હશે. પ્રીન્સે આ બંડલ ફાવાદાવાથી બીણમાં ફેંકયું હશે. તે લેવાને ગણેશપ્રસાદ તેમાં કૂદી પડવાથી ખુંચી ગયો હશે. પરિણામે આ રીતે તેનો અંત આવી ગયો!" ગણેશપ્રસાદના મૃતદેહને ત્યાંજ રાખ્યું. પ્રોફેસરે આફ્રરને પોલીસ ચોકીએ જઈ પોલીસને ખબર આપવા સૂચના કરી. પ્રોફેસર અને ચંદ્રીકા સાથે બંગલામાં ગયા. ત્યાં માલતીએ પ્રોફેસરને સુરેશે આપેલું પરબીડીયું આપ્યું. તેમાં તેનું ભરપાઇ કરેલું ગીરોખત હતું.

ગણેશપ્રસાદને તેના ફેજને રસ્તે પહેચ્યા પછી સુરેશ પોતાના ઝુપા રહેઠાણે આવ્યો તે આવીને બેઠો ન બેઠો એટલામાં તારવાળાએ એના નામની બુમ પાડી. તેણે સહી કરી તાર લીધો. તાર શ્યામગઢથી આવ્યો હતો તે આ પ્રમાણે હતો,

બળવો થયો છે, જલદી શ્યામગઢના કીલ્લામાં આવો.

'સૂર્યસીંગ.'

તાર વાંચી તે ગંભીર વીચારમાં પડયો અને તરતજ શ્યામગઢ જવા રવાના થયો.

## પુષ્પ ૬ઠું.

## ભેદી મંડળ

અમાવાસ્યાની ભયંકર મધ્ય રાત્રીનો સમય હતો. તે વખતે એક માણસ નિર્જન રસ્તા પર અંધકારમાં લપાતો છુપાતો ચાલતો હતો બે ત્રણ રસ્તાઓ વટાવ્યા પછી તે એક ગલીમાં ગયો અને તે ગલીના મધ્ય ભાગમાં આવેલા મકાનના પાછલા દરવાજા જેવી નાની બારી પર આવી તેણે ત્રણ ટકોરા માર્યા બારણાનો સહેજ ભાગ ખુલ્યો અને કોઇ કે પૂછ્યું કોણ.

હું નં. ૧૯

બારી ઉઘડી અને તે અંદર દાખલ થયો તેઓ અંધારામાં આગળ ચાલી એક દરવાજા આગળ વધી એક ચાંપ દબાવી એટલે દરવાજા ખુલ્યાં અને તેઓ દાખલ થયાં.

આ ઓરડામાં વીજળીના લાલ રંગના દીવા બળતા હતા. વચ્ચે એક ચોરસ ટેબલ હતુ તથા તેની આજુબાજુ ફરતી નંબરવાર ૧૨ ખુરસી પડેલી હતી.તેના મધ્ય ભાગ પર એટલે ટેબલના બરાબર વચ્ચે એક ફરતી ખુરસી ખાલી પડી હતી. દરવાજા તથા બારીપર અદભૂત બીહામણા ચીત્રો ચીતરેલા પડદા તથા ઝાલરો ટાંગેલા હતા મતલબ કે આ ઓરડનો દેખાવ ઘણોજ ગંભીર અને ભયાનક લાગતો હતો. એટલામાં એક ચાંપ દબાઇ અને બીજા બારણામાંથી ૧૨ માણસો આવી પહોંચ્યા. તેઓએ નંબરવાર

ખુરસીમાં ગોઠવાઇ ગયા તથા તેમાંનો એક ટેબલ પરની ઉંચી ખુરસીમાં જઇ બેઠો.

આ એક ૧૩ માણુસની બનેલી **તર્કટી ટોળી** હતી અને તે **ખૂની ખંજરના** ઉપનામથી ઓળખાતી હતી. તેનો પ્રમુખ કે જે ટેબલપરની ઉંચી ખુરશી પર બેઠો હતો તે આ ટોળીનો આગેવાન હતો. અને તે સૂર્યસીંહના ઉપનામથી ઓળખાતો. તે ટોળીનો ઉદ્દેશ હાલના રાજા શ્યામસીંહ જે અત્યંત જુલમી હતો. તેને ઉઠાડી પ્રજાસત્તાક રાજ્ય બનાવવાનો હતો. તે બાર સભ્યોની આજરોજે સભા મળી હતી.

નંબર ૧૨ આવતાજ તેને બધા આવકાર આપવા ઉભા થયા. ત્યારબાદ સૂર્યસીંહ તેની ઓળખ કરાવતા બોલ્યા કે ભાઇઓ આજરોજ આપણા મંડળમાં ૧ સભ્ય વધે છે અને તેઓ જયગઢ સ્ટેટના બળવાખોર બારવટીયા મંગળસીંહ છે. તેઓને જયગઢથી મે ખાસ બોલાવ્યા છે તે બહાદુર અને વીર પુરૂષ હોઇ દરેક રીતે આપણને ઉપયોગી થશે.

આ પ્રમાણે પરીચય વીધી પૂર્ણ થતા. નં. ૧૨ તે મંગળસીંહ બોલવું શરૂ કર્યું.

ભાઇઓ, અત્યારે આપણો એકજ ઉદ્દેશ હોવો જોઇએ. અહિંયા નહાના મોટાનો ભેદભાવ રાખ્યા સીવાય, આખાય જગતને લાખલો દેખાય એ પ્રમાણે હાલના શ્યામગઢના રાજા શ્યામસીંહ જે અત્યારે અત્યંત વિલાસી, ખર્ચાળ, સત્તાનો લાભી છે તેને હવે એક ક્ષણભર પણ ગાદી ઉપર રહેવા દેવો ન જોઇએ દરેક દરેક પ્રજાજનના દીલમાં

રાજા રાજા માટે નહિ પરંતુ પોતા માટે છે એવી ભાવના હોવી જોઈએ, ત્યારબાદ સૂર્યસીંહે બોલવું શરૂ કર્યું.

ભાઈઓ, આપની ભાવનામાં સ્વાર્થ જેવી વસ્તુનો અંશ માત્ર પણ હોવો નજ જોઈએ. અને તેથીજ આપણા શબ્દોથી ગમે તેના મન પર પુરતી અસર થાય છે આપણે ગમે તે ભોગે એ વિલાસી, દુરાચારી રાજાને પદભ્રષ્ટ કરી અહિંની પ્રજાને ત્રાસ મૂકત કરાવી શકીશું.

તેજ પળે ઓરડામાં રાખેલી ઘંટડી જોરથી વાગી અચાનક એક ગુપ્ત દ્વાર ખુલ્યું અને એક જવાન દાખલ થયો. અને બોલ્યો. આપણા મંડળમાં સિંહની ચામડી તળે જેમ શીયાળ છુપાય તેમ અહીંના રાજાનો ગુપ્તચર આપણા મંડળનો સભ્ય બની આપણી ગુપ્ત મંત્રણાનો ભેદ રાજાને આપે છે.

એ ગુપ્તચર કોણ? અત્યારે ને અત્યારે ખૂન કરી તેને કાપી નાખો. તેનો નાશ કરો તેને મોતની ખીણમાં ધકેલી દો. ચારે ગમથી જુદા જુદા ઉદ્ગારો નીકળવા લાગ્યા.

સૂર્યસીંહે બધાને શાંત પાડી બોલ્યા: તેજસીંહ તું આપણા મંડળનો ઘણોજ વિશ્વાસી સભ્ય છે. પરંતુ તારા અત્યંત ઉતાવળ પણાને લઈ કોઈ કોઈ વાર સંકટો ઉત્પન્ન કરે છે, અત્યારે તું મંડળના કોઈ સભ્ય ઉપર ગુપ્ત દુત હોવાનો આરોપ મૂકે છે તેનો પુરાવો શો છે?

તેજસીંહ:—સરદાર સાહેબ હું પુરાવા વગર કશું પણ કહેતો નથી મારી ખાત્રી થયાથીજ આ શબ્દો કહયા છે એમ કહી તરતજ તે

આગળ વધ્યો નં. ૫ પાસે જઇ બોલ્યો: કેમ દોસ્ત: આપણા મંડળમાં કોઇ જાસુસ છે કે નહિ?

એ હું કેમ કહિ શકું તે ભયથી ધ્રુજતા અવાજે બોલ્યો.

તું ન કહી શકે? દોસ્ત પ્રેમસીંહ તું જાતેજ જાસુસ હોઇ અમારી બાતમી તારા વિલાશી રાજાને તુજ પહોંચાડે છે' એમ કહિ એક તરાપ મારી તેના માથા પરની બનાવટી વીગ ખેંચી કાઢી:—

શું પ્રેમસીંહ 'શ્યામસીંહનો જાસુસ' બધા સાથે બોલી ઉઠયા. હા એજ નં. ૫ ઉર્ફે રાયસીંહ ઉર્ફે પ્રેમસીંહ એમ કહેતાનીજ સાથે તેણે તેની સામુ પીસ્તોલ છોડી પરંતુ પ્રેમસીંહ ખસી જવાથી તે ગોળી ઇલેક્ટ્રીકના વાયરને લાગી અને તેમાંથી તનખા ઉડયા અને ભયાનક આગ લાગી તરતજ તેણે બીજી ગોળી છોડી પ્રેમસીંહનો જીવ લીધો. અને બધા ગુપ્ત ખંડેરમાં ત્રીજના દીવસે મળવાનું કહી ન્હાસી છુટયા.

---

## પુષ્પ ૭મું.
## છુપો જાસુસ.

સામંતસીંહ શ્યામગઢના લશ્કરનો કમાન્ડર ઇન ચીફ હતો. તે અત્યારે એટલે ગયા પ્રકરણમાં બનેલા બનાવના બીજે દીવસે સવારમાં નાસ્તો કરતો બેઠો હતો તેવામાં તેના ખભા ઉપર હાથ મૂકી કોઇ બોલ્યો. કેમ સામંતસીંહ ! કેમ છો.

કોણ દીલીપસીંહ બોલો શું ખબર છે.

તેણે ચારે તરફ એક સરખી નજર નાખી પછી બોલ્યો કે કાલે રાત્રે સભામાં પ્રેમસીંહ પકડાઇ ગયો છે અને તેનુ ખુન થયું છે ગુપ્તગૃહ આગ લાગવાથી તારાજ થયું છે અને ત્રીજને દીવસે સભા મળવાની છે આપણા રાજાની શી ખબર છે.

તે અત્યારે લગનની મોજ શોખમાં પડયા છે છતા આપણી તરફ સંદેહની નજરે જુવે છે.

એમ કરી બંને વિદાય તેઓના બહાર ગયા પછી પલંગ તળેથી એક બાળક બહાર આવ્યો એટલામાં તેનો નોકર પ્યાલા રકાબી લેવા આવ્યો. તેણે તેને જોયો તે બોલ્યો અહિં શું રમો છો. કોને શોધો છો.

માલે માલા બાપા પાસે નીતે જવુ થે માલે ફલવા જવું થે, તે બાળક પોતાની કાલી એની બોબડી ભાષામાં બોલ્યો.

ચાલો હું તમોને મૂકવા આવું; તેણે કહ્યું.

ના હું માલી મેલે જઇશ આમ કહી તે બાળક પાછલા દરવાજેથી નીચે ઉતરી બાગના દરવાજા આગળ ગયો. ત્યાં એક મોટર ઊભી હતી તેમાં જઇ બેઠો અને શોફરને જલદી શ્યામગઢના કીલ્લા તરફ લેવા કહ્યું:—

# પુષ્પ ૮મું.

## ભેદ ફુટયો.

શ્યામગઢની થોડે દુર આવેલા એક ઉંચા ખડક પર એક કીલ્લો બાંધેલો હતો તે શ્યામગઢના નામથી ઓળખાતો હતો તે કીલ્લો શ્યામસીંહે પોતાના માટે બનાવ્યો હતો. આ કીલ્લાનું નામ સાંભળી લોકો થરથરી ઉઠતા, જો કોઇને પણ રાજા આ શ્યામગઢના કીલ્લામાં બોલાવતો તો તે માણુસ પોતાનું મોત આવ્યું એમજ સમજતો અને વાસ્તવીક રીતે એમજ હતુ આનાથી લોકોના મનમાં રાજા માટે તીરસ્કાર દીનપ્રતીદીન વધતોજ ગયો. અને તેથીજ બળવા જેવી અત્યારની સ્થીતી થઈ લશ્કર પણ પ્રજા તરફ ફરી ગયું હતુ અને તેમાં સહેજ તણખો પડતા આખુ લશ્કર બળવો જગાડે તેવી સ્થીતીમાં હતુ છતા અત્યારે શ્યામસીંહ આ કીલ્લાની મધ્યે આવેલા વીશાળ ખંડમાં મુલાયમ શોફાપર બેઠો હતો એ વખતે સંત્રીએ આવી ખબર આપી કે ચતુરસીંહ આપને મળવા આવ્યા છે. જા તેમને અંદર મોકલ ચતુરસીંહ અંદર દાખલ થયો કે તરતજ શ્યામસીંહ બોલી ઉઠયો કે તમો સહેજ વેલા આવ્યા એમ મને લાગે છે.

હાજી. જરા વીસ્કી આપો. એટલે શરાબ પાન કરી શાંતી મેળવું તે ધ્રુજતા અવાજે બોલ્યો.

આ સામે પડેલા કબાટમાંથી લે પરંતુ તું આટલો બધો ધ્રુજે છે કેમ એવું તે શું છે.

તે વીસ્કીનો શીશો તથા ગ્લાસ લેતા લેતા બોલ્યો નામદાર; પ્રેમસીંહનું ખુન થયુ છે અને આપણા કમાન્ડર સાહેબ સામંતસીંહ તર્કટી ટોળીના ખુની ખંજર ઉપનામથી ઓળખાતી ટોળીના મેમ્બર છે. શું! તે અત્યંત આશ્ચર્ય સાથે બોલ્યો તું આ સાચુ કહે છે મને બધી હકીકત વીગતવાર જણાવ તેણે તમામ હકીકત તેણે જોઇ હતી તે કહી સંભળાવી:—

કે હું આપ નામદારના કહેવાથી તેના ઉતારે તેને ત્યાં ઉતરેલા દીલીપસીંહ પાસેનો નામાંકિત હીરો લેવા ગયો હતો. હીરો મે છુપી રીતે તફડાવ્યો અને અહીં આવતો હતો એટલામાં મે કોઇના પગલા સાંભળ્યા હું એકદમ એક ખંડમાં ઘુસી જઇ પલંગ તળે ઝાલરની આડમાં છુપાયો એટલામાં માનસીંહ આવ્યા અને સરદાર સામંતસીંહ જોડે પ્રેમસીંહના ખુન તથા ભેદી મંડળ વિષે વાતચીત કરવા લાગ્યા તેઓના ગયા પછી પાછલે દ્વારે હું અહિં તરતજ આપને ખબર આપવા આવ્યો છું.

ચાલ ફિકર નહિ હું હવે તેની બરોબર ખબર લઇશ. તુ કાળસીંહને જલદી મોકલ.

## પુષ્પ ૯ મું.



### ભેદ ફુટયો.

સામંતસીંહ પાછો પોતાના મીત્રને વળાવી ઉપર આવ્યો. ત્યારે તેનો નોકર બોલ્યો. સાહેબ માનસીંહનો બાળક તમોને શોધતો આ રૂમમાં હતો.

કોણ: માનસીંહનો બાળક છત, આ તુ શું બોલે છે. હું સાચું કહું છું સાહેબ! કેવો રૂપાળો? જાણે રેશમી રમકડું મે તેને લઇ જવાનું કહું ત્યારે કહે કે હું એકલો જઇશ કહી તે નીચે ચાલ્યો ગયો.

પણ તુ આ શું બોલે છે? માનસીંહે તો હજી લગ્ન પણ કર્યાં નથી.

પણ સાહેબ ત્યારે બીજા કોનો બાળક તમારા રૂમમાં આવે મે મારી નજરે જોયું કે આ સામેના પલંગ આગળ જ્યારે હું તમારા નીચે ગયા પછી તરતજ કપ રકાબી લેવા આવ્યો ત્યારે તે રમતો હતો. એમ કહી તેણે રૂપ રંગનું તથા થએલી વાતચીત કહી સંભળાવી!

આટલા વર્ણન પછી સામંતસીંહ તરતજ સમજી ગયો કે તે આબાદ શ્યામસીંહના હાથમાં સપડાયો છે. તેણે તરતજ તેના નોકરને કહ્યું કે હાલતો હમણા કામ નથી તું નીચે જા.

તે ચાલ્યો ગયો. સામંતસીંહ એકલો ખુરશી પર બેસી વીચાર કરવા લાગ્યો કે એ છોકરો તે શ્યામસીંહનો ગુપ્ત દૂત ચતુરસીંહ પોતેજ: વળી જો તેણે મારા આ ખંડમાં છુપાઇ થયેલી તમામ વાતચીત સાંભળી હશે તો એક મોટી મુશ્કેલી ઉભી થઇ ગણાય એટલામાં ટેલીફોનની ઘંટડી થઇ તેણે ભુંગળું કાન પર ધર્યું જલદી આવો:–રાજા શ્યામસીંનો અવાજ સંભળાયો ખાશ કામ છે:—

ક્યાં આગળ શ્યામગઢના કીલ્લામાં તે બોલ્યો વારૂ હું હમણાંજ આવવાને નીકળું છું તેણે ભુંગળું મૂકી દીધું ચતુરસીંહ લગભગ ૧ કલાક પહેલા અહીં હતો પણ તેણે સાંભળ્યું અને તેથી શ્યામસીંહને મને બોલાવવા ટેલીફોન આવ્યો મારૂં મોતનુ આમંત્રણ આવ્યુ મારે જલદી સૂર્યસીંહને ખબર આપવી જોઇએ. એ પ્રમાણે મનોગત વીચાર કરી તેણે એક ચીઠ્ઠી વીગતવાર લખી નાખી તેણે તેના નોકરને બોલાવ્યો અને કહ્યું કે માનસીંહને આ ચીઠ્ઠી એ આવે ત્યારે આપજે હું બહાર જાઉં છું.



## પુષ્પ ૧૦મું

### આબાદ ફસાયો.

**એ**ટી મકાન આગથી તારાજ થઇ ગયું સૂર્યસીંહ તથા બીજા સજ્યો શ્યામગઢના બાજુના ગુપ્ત ખંડેરમાં છુપા રહેતા હતા. ત્યાંજ સભા મળવાની હતી અત્યારે તેને એક રાજાને પદ

બંધ કરવાના વીચાર આવતા હતા. તેની શકતી તથા સત્તાનો ખ્યાલ આવ્યો તેણે વીચાર કર્યો કે હજુ તેજસીંહ બાતમી લઇને કેમ ન આવ્યો ત્યાં બહારથી મોટરનો અવાજ આવ્યો. અને અંદરથી તેજસીંહ ઉતરી ખંડેરમાં ઉતાવળથી આવ્યો અને ગભરાટથી કહેવા લાગ્યો કે જલદી ચાલો. સામંતસીંહ ભયમાં છે.

સૂર્યસીંહ એક નજર તેજસીંહ સામે નાખી જરા હસ્યો અને કહ્યું કે હું જલદી કપડા પહેરીને આવ્યો એમ કહી તે બાજુના ખંડમાં જઇ એક ચીઠ્ઠી લખી નાખી અને તેના નોકરને બોલાવી ચીઠ્ઠી તરતજ સામંતસીંહને આપવા અથવા તેના મીત્ર માનસીંહને આપવા જવા કહ્યું તે બહાર આવ્યો અને બોલ્યો ચાલો હું તૈયાર છું. તેઓ મોટરમાં બેઠા, મોટર સ્ટાર્ટ થઇ.

સામંતસીંહ જુવો સામે કોઇ ગુપ્તચર હોય એમ લાગે છે તેણે સામે નજર કરી તો કોઇ ન દેખાયુ એટલામાં તો તેના ગળા પર કાંઇ લાગ્યું તેણે પીઠ ફેરવી તો તેજસીંહે પીસ્તોલ તેની સામે ધરી હતી.

અહો મોહનસીંહ તુ વેશ પરિવર્તનમાં હોશીયાર છે પરંતુ તુ સૂર્યસીંહને ન બનાવી શકે તેજ પળે પીસ્તોલમાંથી ઝેરી ગેસ નીકળ્યો અને સૂર્યસીંહ બેભાન બન્યો મોટર ઝપાટાબંધ દોડવા લાગી અને કાળા કીલ્લામાં દાખલ થઇ.

## પુષ્પ ૧૧મું.

**મા**નસીંહ જ્યારે બહારથી આવ્યો ત્યારે સામંતસીંહના નોકરે ચીઠ્ઠી આપી તથા એટલામાંજ સુર્યસીંહનો નોકર ચીઠ્ઠી આપવા આવ્યો બંને ચીઠ્ઠી સાથે મળી તેને કાંઇ ભેદ લાગ્યો. તેણે નોકરના હાથમાંથી કવર લઇ ફોડ્યું અને વાંચવા લાગ્યો.

સામંતસીંહઃ-શ્યામસીંહનો જાસુસ મોહનસીંહ તેજસીંહ બની આવ્યો છેઃ તેની સાથે તેની જાળમાં હાથે રહીને સપડાઉં છું તમારૂં લસ્કર લઈ કીલ્લામાં આવી પહોંચી બળવો જાહેર કરો. **સુર્યસીંહ**

માનસીંહ તમો તરતજ શ્યામગઢ કીલ્લાની જમણી બાજુ આવેલા ગુપ્ત ખંડેરમાં જઇ ત્રણ ટકોરા મારજો આ સાથેનું ખંજર બતાવજો મારા બદલે તમો કામકાજ ચલાવશો તથા ત્યાંના તમામ સભ્યોને એકત્ર કરી શ્યામગઢ બાજુ છુપી રીતે રહેજો હું લસ્કર સાથે આવી પહોંચું છું લી० **સામંતસીંહ**

તે પોતે તરતજ કપડા પહેરી ખંજર તથા પેલો પત્ર લઇ બાહાર નીકળી ખંડેર તરફ જવા મોટરમાં બેઠો. ત્યાં ખંડેર સોધી કાઢી દરવાજા પર ત્રણ ટકોરા માર્યા તરતજ બારણું ખુલ્યું:-તેણે ખંજર કાઢી હથેલી પર ઉભુ કર્યું કે તરતજ તેને દાખલ થવા દીધો.

તેણે અંદર જઇ જોયું કે છ સાત માણસો બેઠા હતા. તેઓ તેને જોઇ ચમક્યા, અને તેજસીંહને પૂછ્યું કે તે કોણ છે.

તેજસીંહ:—તે પોતે સામંતસીંહનો મોકલેલ માણસ છે, અને સામંતસીહ બધાને તરતજ બોલાવે છે. તે લશ્કર એકત્ર કરવા ગયા છે.

પરંતુ તે જાસુસ નથી તેની ખાત્રી શી?

હું માનસીંહ સામંતસીંહનો મીત્ર છું: સુર્યસીંહ પોતે રાજાની જાળમાં ફસાઇ પડયો છે. અને તેથી મદદ માટે આપણા બધાને બોલાવે છે તથા તેણે ગઇ રાતે બનેલી તમામ બીના કહી સંભળાવી વિશેષમાં કહ્યું કે અહીંના રાજા શ્યામસીંહે મારી બેન લીલાદેવીનું શીયળ ભંગ કરી રખડતી કરી મુકી છે તેના વેરનો બદલો લેવા ખાસ સામંતસીંહે મને બોલાવ્યો છે, તે માટે હું ખાસ આવ્યો છું હું પોતે કીરીચ મારવામાં નંબર છુ જુવો સામે કેલેન્ડરનુ પાનુ ત્યાં ૧૦ની તારીખ છે તે દશના એકડાના મીંડામાં તથા મીડાના વચ્ચે આ મારી બે કીરીચો ઘુસી જશે. એમ કહી તેણે ઓરડાના એક ખુણામાં ટાંગેલા કેલેન્ડર પર કીરીચો છુટી મારી બરાબર બન્ને જગાએ અડધી અંદર ખૂંચી ગઇ આજ પ્રમાણે મારે અહિંના વિષયી રાજાની આંખ એક સાથેજ ફોડવા હું આવ્યો છું બધા આશ્ચર્ય સાથે અજબ થઇ ગયા. કેવુ આશ્ચર્ય બન્ને હાથે એક સાથે વીસથી પચીસ વાર દુર કારીચ ફેંકવી અને તે ચોકકસજ જગાએ લાગે તેઓએ એને સૂર્યસીંહની જગાએ પ્રમુખ નીમ્યો તથા તેઓ ગુપ્તવેશ સજી હથીયાર ધારણ કરી છુપાય બહાર નીકળ્યા.



## પુષ્પ ૧૨મું.

### બળીદાન.

**શ્યા**મગઢના એક વીશાળ ખંડમાં રાજા શ્યામસીંહ વિચાર ગ્રસ્ત સ્થીતીએ બેઠા હતો તેની સામે નીચે સુર્યસીંહ બંદીવાન અવસ્થામાં નીચે પડેલો હતો. મોહનસીંગ તથા ચતુરસીંહ તેની આસપાસ ઉભો હતો સુર્યસીંહ ધીમે ધીમે શુધ્ધીમાં આવ્યો તેને આંખો ખોલીને જોયું તો તેના બંને હાથો તથા પગો મજબુત કસી બાંધેલા છે તેણે એક તીક્ષ્ણ નજર શ્યામસીંહ સામુ નાખી.

શ્યામસીંહઃ–કેમ તબીયત તો મઝાની લાગે છે ને ?

સુર્યસીંહઃ–તમારી ગમે તેટલી ચાતુરી મારી સમક્ષ ચાલવાની નથી જો તારી આ રસ્સી મને બાંધી શકતી નથી એમ કરતાંજ તે એકદમ બેઠો થઇ જોરથી શરીર ફુલાવી રસ્સી તોડી નાખી એક મુક્કો શ્યામસીંહને મારી તેનો દાંત પાડી નાખ્યો એટલામાં તો ચતુરસીંહ તથા મોહનસીંહે બીજા માણસો બોલાવી તેને સખ્ત રીતે બાંધી ફરીથી કેદ કર્યો શ્યામસીંહનો ગુસ્સો જોર વધી ગયો તે એકદમ તલવાર કાઢી તેની સામે ઉગામી પરંતુ મોહનસીંહે તેને શાન્ત પાડતા કહ્યું કે સરદાર હજુ તેની પાસે હજી ઘણી બાતમી લેવાની છે.

શ્યામસીંહઃ–બોલ જવાબ આપ કે મારો પુત્ર દીલીપ જેને મે મરાવી નાખ્યો હતો તેને બચાવી કયાં છુપાવ્યો છે; કહે નહિ તો તારૂ ખુન કરવામાં આવશે અને તે કોઇ જાણશે પણ નહિ.

સુર્યસીંહઃ—તમાની જાળમાં હું ફસાયો નથી સામંતસીંહ હમણાંજ તમોને કેદ પકડવા લશ્કર લઇ આવશે અને આપનો પુત્ર પ્રીન્સદીલીપ આપ કેદ થતા અહિં શ્યામગઢમાં આવવા મે તાર કર્યો છે. આપના જાસુસ મોહનસીંહને હું તરતજ ઓળખી ગયો હતો તેથીજ એક ચીઠ્ઠી સામંતસીંહને તથા એક તાર સૂર્યપુર કરવા મે નોકરને આપતો આવ્યો છું.

શ્યામસીંહ આ સાંભળી ચમકી ઉઠયો તે એકદમ બોલ્યો હવે તને એક ક્ષણુ પણુ જીવતો રાખવો તે જાણી જોઇ આફત વહોરી લેવા જેવું છે તેણે હુકમ કર્યો કે આને સાથે લો.

તેણે તરતજ દીવાલ પરની એક ચાંપ દબાવી એક સુરંગમાં પેઠા થોડેક ચાલ્યા બીજી દીવાલ આવી તેમાં પણુ ચાંપ દાબી જેથી દીવાલમાં એક માણુસ જાય તેવુ બાકોરૂ પડયુ તેઓ અંદર એક વીશાળ ખંડમાં દાખલ થયા તેમાં છ ઓરડાઓ હતા દરેક ઓરડામાં માણુસોને રીબાવી રીબાવી મારી નાખનારા સાધનો હતો.

બદમાશ કુત્તા તે અમને ઘણોજ ત્રાસ આપ્યો છે. અમારી દરેક બાજી ધુળધાણી કરી છે મને ગાદી પરથી ઉઠાડી મુકવા સુધીના યત્નો તુ કરી ચૂકયો છે તારૂ મૃત્યુ ચોકકસ છે બોલ આ છ ઓરડામાંથી કઇ જાતનું મોત તનેપસંદ છે.

સુર્યસીંહઃ—તારો કાળ નજીક ભરાયો છે તેથીજ તારાથી આમ બોલાય છે. તુ મારો જીવ કોઇપણુ પ્રકારે લઇ શકે એમ છે.

ઠીક ત્યારે કાળસીંહ એને અજગરના પાંજરામાં દાખલ કર. જયારે

અજગર તેના શરીર પર ચૂડ ભેરવી એના હાડકે હાડકાં ઢીલાં કરી નાખી ગળી જશે ત્યારે તેને સમજ પડશે.

કાળસીંહે સુર્યસીંહને ઉંચકી પીંજરા પાસે લઈ ગયો, તે પીંજરાને બે દરવાજા હતા એક દરવાજેથી માણસને ધક્કો મારી અંદર નાખી દેવા તથા બીજો દરવાજો જે ચાંપથીજ ઉઘડતો તે અજગરને અંદર જવા માટે હતો તેણે સુર્યસીંહને પહેલા દરવાજામાં હડસેલી દીધો શ્યામસીંહ બીજા દરવાજાની ચાંપ દાબવા આગળ વધ્યો એટલામાં તો શ્યામસીંહ એક ચીસ નાખી નીચે પડયો.

---

# પુષ્પ ૧૩ મું.

## બચાવ

માનસીંહ અને તેનો સાથીદારો ઘોડા પર બેસી કીલ્લા તરફ ધસમસ્યા જઇ રહ્યાં હતાં રસ્તામાંજ સામંતસીંહનુ લશ્કર તથા તે મળી ગયા તેઓએ ફરતો કીલ્લાને ઘેરો ઘાલી દીધો અને પછી તેઓ પોતાના સૈન્ય સાથે કીલ્લામાં દાખલ થયા. તેઓ શ્યામસીંહના સૈનીકોને કેદ પકડતા આગળ વધ્યા તેની બેઠકમાં આવ્યા પછી સુરંગદ્વારે સુર્યસીંહને બચાવવા અણીસર આવી પહોંચ્યા માનસીંહે જોયું તો સુર્યસીંહનો જીવ અણી પર હતો તેણે તરતજ પોતાના હાથની કીરીચ ઉપરા ઉપરી બે ફેંકી તે શ્યામસીંહને લાગી અને ચીસ પાડી જમીન પર તડફડતો પડયો.

માનસીંહે આગળ વધી કાળસીંહ, ચતુરસીંહ, મોહનસીંહ વીગેરે બધાને કેદ પકડયા સુર્યસીંહને છુટો કરી નમન કર્યું બહારથી એક પહેરેગીરે આવી ખબર આપી કે એક માણસ આપને મળવા માંગે છે પોતાનુ નામ સુરેશ બંગાળી કહે છે. સુર્યસીંહ તરતજ સ્હામે સીપાઇ સાથે લેવા ગયો તેઓ મળ્યા પ્રજામાં જાહેર કરી દીધુ કે આપણા રાજા મરણ પામ્યા છે અને તેનો પુત્ર કે જે ઘણા વરસ પહેલા મૃત્યુ પામ્યાની ખબર હતી તે ખોટી છે. બીજે દીવસે જાહેર દરબાર ભરી દુલીપસીંહ ગાદી પર બેઠા અને પોતાના ગુપ્ત વાસ કેવી રીતે અને શા કારણ કરવો પડયો તે વીસ્તારી કહેવા માંડયો

પ્રજાજનો, ભાયાતો અને સરદારો અત્યારે હું આ તખ્તપર બીરાજમાન થયો છું તે આપ સર્વેની કૃપાને લીધે છે તે માટે આપનો આભાર માનુ છું આજથી ચાર વર્ષ પહેલા આપણા સુર્યગઢ ના ભાયાત શૌર્યસીંહને એક પુત્રી ગુમ થઇ હતી અને પાછળથી મારા પીતાશ્રીએ જાહેર કર્યું હતુ કે તેની લાશ જંગલમાંથી મળી આવી છે અને સીંહનો શીકાર કરતા મરણ પામી છે તે વાત તદ્દન ખોટી છે પરંતુ સત્ય હકીકત નીચે પ્રમાણે છે.

---

# પુષ્પ ૧૪ મું.

## વીર બાળાની આત્મ કથા



આજથી ૭ વર્ષ પહેલા હું એકવખત શીકાર માટે સૂર્યગઢના જંગલ તરફ જતો હતો. તે વખતે એકદમ ઓચીંતુ વાવાઝોડું જોરથી થયું પવન જોરથી ફુંકાવા લાગ્યો. વૃક્ષો તડા તડ નીચે પડવા લાગ્યા. ચારે તરફ ધુળ ધુળ ને ધુળ ઉડવા લાગી તે વખતે એક ગાડી પૂર ઝપાટે દોડતી આવતી જોઇ.

ઘોડો આ ઓચીતા વાવાઝોડાને લઇ કોચવાનના હાથમાં ન રહ્યો. અને તેના હાથમાંની લગામ છુટી ગઇ ઘોડો પૂર ઝપાટે દોડયો આવતો હતો રસ્તાની બંન્ને બાજુએ ઉંડી ખાઇઓ હતી. અને હમણાંજ ગાડી ખાઇમાં પડી જશે એમ લાગતું હતું. મે આ જોયું ઘોડાને એડી મારતા તે પવનના વેગે ઉડવા લાગ્યો. અને એકજ ક્ષણમાં *ગાડી પાસે જઇ પહોંચ્યો મે ઘોડા પર બેઠેજ બાળાને ગાડીમાંથી* ઉંચકી લીધી અને તેજ ક્ષણે ગાડી પાસેની ખીણમાં પડી અને ઘોડો તેમજ કોચવાનનો પ્રાણ ગયો.

તે બાઇ બેભાન બની ગઇ હતી. મેં ઘોડાને ધીરો પાડયો અને બાળાને નીચે સુવાડી હું પવન નાખવા લાગ્યો. તે બાળા ભાનમાં આવતી ગઇ અને તેણે ચોતરફ એક નજર નાખી.

તમોને કશું વાગ્યું તો નથીને મેં પૂછ્યું.

ના, તમે મને આજે બચાવી લીધી તમે ન હોત તો પેલી ખીણમાં પડી મારો પ્રાણ જાત પ્રભુ તમારૂ કલ્યાણ કરો. એમ કહી તે મુગ્ધપણે મારી સામુ જોવા લાગી.

તમો ક્યાં રહો છો. અને આ તરફ આવવાનુ પ્રયોજન શું છે ?

સૂર્યગઢના ઠાકોરની હું પુત્રી થાઉં છું, અને એજ મારૂ રહેઠાણ છે. હું આ તરફ સહેજ ફરવા નીકળી હતી. આપનુ નામ શું. તે બાળાએ કહ્યું.

વારૂ, ચાલો, હું તમોને તમારા મકાન પર પહોંચાડી દઉં. મારૂં નામ પ્રીન્સ દુલીપ છે અને શ્યામગઢનો હું રાજકુમાર છું.

આ સાંભળી બાળા ચમકી પછી પાછી સ્વસ્થ થતા બોલી. તમને નકામી તસ્દી શામાટે હું મારી મેળે ચાલીને જઇશ.

હુંયે સૂર્યગઢજ જાઉં છું વળી અત્યારના પ્રસંગમાં તમારે એકલા જવુ ઠીક પણ નથી.

તેને ઘોડા પર બેસાડી પાછળ હું બેઠો. થોડીવારમાં અમો એક કીલ્લા આગળ આવી પહોંચ્યા. આજ અમારો કીલ્લો અને અમારૂ નીવાશસ્થાન તે સ્મીત કરી બોલી. મેં તેણીને નીચે ઉતારી સાહેબજી કર્યા .

હું હવે રજા લઇશ.

ના એમ ન જવાય મારા પીતા પાસે ચાલો.

અમો અંદર ગયા તેના પીતાશ્રીને મળ્યા તેના પીતા એક ઉદાર તેમજ શૂરવીર પુરૂષ હતા જ્યારે તેણે આ વાત સાંભળી તથા મને ઓળખ્યો ત્યારે તે બોલ્યા ક્યાં એક નર પીશાચ અને બીજો દેવ ?

તમો નર પીશાચ કોણે કહ્યો છો ? મે પૃછ્યું.

આપના પીતાશ્રીને તેણે નારતાથી જવાબ આપ્યો.

આપનુ તેણે શું નુકશાન કર્યું છે. તણે ? તેણે તે ગુસ્સાથી બોલી ઉઠ્યો અને પછી શાંત થઇ કહ્યું કે આપના પીતાશ્રી છુપા રીતે વેશ બદલી અહિં આવે છે અને મારી પુત્રીને સતાવવાના શાવત્રા કરે છે. એક વખત તેણે મારી પુત્રીને પરણવાની માંગણી કરી પરંતુ મે સાફ ના પાડી ત્યારથી અનેક રીતે તે અમોને સતાવી રહયો છે.

આ વાત સાંભળી મારા દુઃખનો પાર રહયો નહિ મે એમને શાંતવન આપ્યુ અને ફરીવાર ન બને તે માટે કોશીશ કરીશ એમ કહયુ અને મે રજા લીધી. હુ અહિં આવી પીતાજીને મળ્યો અને તે વાત કરી તે અજાણ્યા થઇ ગયાં અને હું કશું જાણતો નથી તેમજ તુ મને પૂછનાર કોણ ? કહી વાત ઉડાવી દીધી. ત્યાર પછી પીતાશ્રી મારા તરફ શંકાની નજરે જોવા લાગ્યા, એક રાત્રે ઓચીંતા છુપા વેશમાં સુર્યગઢના ઠાકોર શૌર્યસીંહ મારા મહેલે આવ્યા અને પોતાની પુત્રી ગૂમ થઇ ગઇ છે એમ કહ્યું હું રાત્રે ને રાત્રે તેને સાથે લઇ આ શ્યામગઢના કીલ્લામાં આવ્યો પરંતુ તે બાળાનો પત્તો ન લાધ્યો મે શૌર્યસીંહને શાન્તવન આપી વીદાય કર્યાં અને હું છુપી રીતે શોધ કરવા લાગ્યો. એટલામાં બે ત્રણ દીવસમાં જાહેર થયું કે તેનુ શબ જંગલમાંથી મળી આવ્યું છે મે તે શબને જોયું પરંતુ પારખી ન શકયો મારી ખાત્રી થઈ કે આ વાત બનાવટી છે, જંગલમાંથી શબ ખોળી લાવનારને બોલાવ્યા અને ધમકાવી જાન લેવાનો ડર

બતાવ્યો ત્યારે તેઓએ સત્ય હકીકત કહી કે આ શબ કોઇનુ છે અને રાજકન્યાને હાલ તુરત સુર્યપુરમાં મોકલી આપી છે. મે તેઓને બક્ષીસ આપી વીદાય કર્યા પરંતુ તેઓએ આ વાત મારા પીતાશ્રીને કરી મારા પીતાશ્રીએ જ્યારે આ સાંભળ્યુ ત્યારથી તેઓએ મારો જાન લેવા કાવત્રૂં કરવા માંડ્યુ બે ત્રણ વાર તો હું બચ્યો પરંતુ એક વખત હું એકલો શીકાર કરવા નીકળ્યો તે વાતની ખબર પડતાંજ પાંચ માણુસને મને ઠાર કરવા મોકળ્યા તેઓએ મારી પીઠ પાછળથી હલ્લો કર્યા અને હું મોતની અણી પર આવ્યો.

તેવામાં અચાનક સુર્યસીંહ નીકળી આવ્યા અને મને બચાવી લીધો. તેણે ચાર મારાઓને ઠાર કર્યા અને એકને કેદ કર્યો તે મારાને સોના મહોરો તથા મારો પોશાક ઉતારી આપી રાજી કર્યો અને મારા મૃત્યુ થયાના તથા બીજા ચાર તેના સાથીદારો લડાઇમાં માર્યા ગયાની ખબર આપવા કહયુ તેણે તે પ્રમાણેજ કર્યું મે સુર્યસીંહની મારે વાસ્તે સલાહ લીધી તેણે મને કોઇ જગ્યાએ છુપાઇ રહેવાની સલાહ આપી તથા સમય આવતા તમોને હું બોલાવી લઇશ એમ કહયું અને અમો છુટા પડયા હું ત્યાંથી સુર્યપુર આવ્યો અને તે રાજ કન્યાની શોધ કરવા લાગ્યો.



# પુષ્પ ૧૫મું.

## 'ગરીબોની વ્હારે'

સુર્યપુરમાં મે મારૂ નામ સુરેશ રાખ્યુ અને બંગાળ તરફનો વતની છું એમ કહેવા લાગ્યો. મે ત્યાંના શ્રીમંત થયેલા લોકોને જોયા તેઓ ગરીબોને ચુસીને માલદાર થયલા હતા તેનો તાજોજ દાખલો આપું છું પ્રાણલાલ કરીને એક શ્રીમંત માણસ હતો તે વૃધ્ધ થવાથી તેણે તેની તમામ મીલકતનો વહીવટ ચલાવવા તેના મૂનીમ કાળીદાસ ને તેનો ચાર્જ સોંપ્યો પહેલા તે પ્રમાણીક રહેવા લાગ્યો ત્રણ ચાર માસ પછી પ્રાણલાલને ત્યાં ભેદી ચોરીઓ થવા લાગી અને એની તમામ મીલકત ફના ફાતીયા થઇ ગઇ રહેવાનું મકાન પણ તે લુચ્ચા મૂનીમે લખાવી લીધું અને તે વૃદ્ધ શેઠને મકાન બહાર કાઢી મૂકયો. અચાનક તેજ વખતે મારૂ તે રસ્તા પરથી પસાર થવું થયું અને મે આ જોયું હું તે વૃદ્ધ શેઠ પાસે આવ્યો અને તેને ગાડીમાં બેસાડી મારા મકાન પર લાવ્યો. તેણે પોતાની તમામ આપવીતી તથા મૂનીમના કૃત્યો તથા ભેદી ચોરીની વાતો કરી અને મેં એ લુચ્ચા મૂનીમની ખબર લેવા નક્કી કર્યું ને મધ્ય રાત્રીએ હું ઉઠયો અને વેશ બદલી મૂનીમના મકાન તરફ ચાલ્યો મેં તેનાં ઘરમાં અજવાળું જોયું તથા ધારી ધારીને જોતા તે કાંઇ લખતો હોય એમ લાગ્યું. હું આસ્તેથી ભીંત પર ચઢયો અને બારી વાટે દાખલ થયો.

સાહેબજી, કાળીદાસ આપ સાથે અગત્યનું કામ હોવાથી તથા આપને એકલાજ મળવાની મારી ઇચ્છા હોવાથી આવી રીતે હું દાખલ થયો છું. મેં કહ્યું.

પણ તમો છો કોણ? આ રીતે મારા મકાનમાં કેમ દાખલ થયા? તે ફાટી આંખે મારા તરફ જોતા બોલ્યો.

મારે આપની સાથે કામ હતું. અને અગત્યનું હોવાથી મધ્ય રાત્રીએ આવવું પડયું. અને આપને દરવાજા ઉઘાડવાની તકલીફ ન આપવાના ઇરાદાથી દાખલ થવાનો આ માર્ગ મેં લીધો. મેં સ્મિત કરતા જવાબ આપ્યો.

તું કોઇ બદમાશ લાગે છે. ઉભો રહે હમણાં તારી ખબર લઉં છું અને કોઇને......

તેને મેં બોલતો વચ્ચેથી અટકાવ્યો, મેં મારા ખીસ્સામાંથી પીસ્તોલ કાઢી તેની સામે ધરી અને કહ્યું કે એક પણ શબ્દની ઝાકી લપ છપ કરી છે તો આ પીસ્તોલની એકજ ગોળીથી તારો ખેલ ખલાસ થયો સમજજે વળી જો આ પીસ્તોલ પર સાઇલેન્સર ચઢાવેલું છે એટલે અવાજ થવાનોજ નથી અને તારૂં મૃત્યુ થયું તે પણ કોઇ જાણવાનું નથી માટે હું જે પ્રમાણે કહું તે પ્રમાણે એ દસ્તાવેજ કરી આપ એક તો તારા શેઠની તમામ મીલકતનું તથા તને રોકડા રૂપીઆ એક લાખ મળ્યા છે એમ એ પ્રમાણે લખી આપ.

નહિ, નહિ, હું કદાપી એવું લખી આપવાનો નથી. તે થરથર ધ્રૂજતો બોલ્યો.

જો તમો ન લખી આપો તો ફક્ત પાંચ મીનીટમાંજ આપ આ મૃત્યુ લોકને ત્યાગી સ્વર્ગ ભોગવવા જવા તૈયાર થવું પડશે. હું તમોને ફક્ત પાંચ મીનીટનોજ ટાઇમ આપું છું એમ કહી મેં

ખીસ્સામાંથી ઘડીયાળ કાઢી અને જોયું અને મીનીટ મોઢેથી ગણવા લાગ્યો. એક, બે, ત્રણ, બોલો ચોથી મીનીટ થઇ જવાબ આપો છો કે નહિ.

તે એકદમ કબુલ થયો અને મેં લખાવ્યું તે પ્રમાણે જુદા જુદા જાતના બે દસ્તાવેજો કરી આપ્યા. લખતાં લખતાં તે બોલ્યો કે સાક્ષી વીના દસ્તાવેજો શા કામ લાગશે ?

એ બધું હું સમજું છું આપના પુત્રને બોલાવવા જરા આસ્તેથી બૂમ મારો, મેં સુચના કરી, તેની બાજુમાં બેસી ગયો અને તેના વાંસામાં પીસ્તોલની નળી ધરી રાખી.

તેનો બૂમ માર્યા વીના છુટકો જ ન હતો તેણે બૂમ પાડી, નટવર, નટવર જરા અહીં આવ તો; બે પાંચ મીનીટમાં વીશ એકવીશ વર્ષનો એક યુવાન અંદર આવ્યો. મેં કહ્યું કે નટવરભાઇ આ બે દસ્તાવેજો લખ્યા છે તેના પર સહી કરવાની છે માટે સાક્ષી તરીકે જરા સહી અહીંઆ કરોને. મેં બન્ને દસ્તાવેજો તેની આગળ ધરી સાક્ષી કરવાની જગ્યા બતાવી અને કહ્યું કે આ સ્થળે કરો.

તે સાક્ષી કરીને ચાલતો થયો મેં દસ્તાવેજો ખીસ્સામાં મૂકયા ફરી બારણું બંધ કર્યું ને કહ્યું કે હવે તમારી ચાવીનો ઝુડો લાવો, મારે તમારી તીજોરી તપાસવી છે.

ચાવીઓ ! મારી તીજોરી ! નહિ તું કોઇ બદમાશ છે, ચોર છે, લુટારો છે. પોલીસ, પોલીસ, તેજ પળે મારા હાથથી તેનું મોઢું બંધ કર્યું અને મેં કહ્યું કે હવે મારે તારા પર સખ્ત ઉપાય લેવા પડશે. મેં તેના મોઢામાં રુમાલનો ડુચો માર્યો તેના હાથ પગ ચસાચસાવી

બાંધ્યા. અને એક ખુણામાં પોટલી માફક ઉંચકી મુકી દીધો અને દોરડાનો એક છેડનો ગાળો કરી ઉપર ખીંટી પર ભેરવી દીધો. તેના ખીસ્સા-ખાના વગેરે તપાસી ચાવી લીધી એક પછી એક કરતા તીજોરીને ચાવી લાગું પડી. ત્રીજોરી ઉઘાડી અંદરના બધા કાગળો લઇ લીધા અને અંદર જેટલુ રોકડ હતું તેટલું લઇ લીધું ફરી તીજોરી બંધ કરી પેલા કાગળ તેના દેખતાજ ટેબલ પર સળગાવી દીધા અને કહ્યું કે હવે પછી કોઇ માણસને શરીફ રીતે લુંટયો તો તારૂં આવી બન્યું સમજજે. હું બારી વાટે બહાર નીકળી મારા મુકામે આવ્યો અને બીજે દીવસે તે વૃદ્ધને મળી તેના મકાનની તથા તેની મીલકતની યોગ્ય વ્યવસ્થા કરી આપી. તે દીવસથી સૂર્યપુરમાં મારૂં નામ જાણીતુ થયું આ રીતેથી અયોગ્ય રીતે શ્રીમંત થયેલાંઓને લુંટતો હતો. અને ગરીબોને મદદ કરતો હતો એક વખત રાજકન્યાની ભાળ લાગી અને તેને બચાવી ઉઠાવી લાવ્યો અને સૂર્યસીંહને સોંપી. સૂર્યસીંહની પુત્રી તેજ રાજકન્યા વીરબાળા છે, સૂર્યસીંહને તાર મળ્યો તે હું અહિં આવ્યો હતો. ઉપર પ્રમાણે પોતાની આત્મકથા કહી તે બેસી ગયા. બીજેજ દીવસે વીરબાળા સાથે તેના લગ્ન થયા. અને તેના લગ્ન થયા. અને શાંન્તી અને આબાદીમાં દીવસ ગુજારવા લાગ્યા.

